*Adopted as a "Text Book" in Gujarati by the Presidency Centre of the St. John Ambulance Association.*

# A Glance on Human Anatomy

AND

# Guide to Treat Cases of Accidents

BY

DARASHAH NUSSERWANJI MARKER,

AND

DOSABHAI FRAMJI PANTHAKI,

AUTHORS OF

"A Guide to Home Nursing"

AND

*Brigade and Class Secretaries, St. John Ambulance Association.*

---



---

*1906.*

સેંટ જૉન ઍમબ્યુલન્સ ઍસોશીએશનની મુંબઇ પ્રાંત-
ની શાખાએ "ટેક્સ્ટ બુક" તરીકે મંજુર કરેલી

# શારીરીક તપાસ તથા અકસ્માતીક ભોગ્યો

જેમાં

શરીરને લગતા ભાગો, તે માંહેલી ધોરીનસો, નસો, માંસના
લોંચા, જ્ઞાનતંતુઓ, હાડકાં, વગેરેનાં ટુંક વર્ણન સાથે
અકસ્માત વેળાએ તાબડતોબ ઇલાજ કેમ
કરવા તેની સમજણ સવાલ જવાબના
આકારમાં આપવામાં આવી છે.


રચનાર

**દારાશાહ નસરવાનજી મારકર,**

તથા

**ડોસાભાઇ ફરામજી પંથકી,**

**તે "દરદીનું દુઃખ નીવારણ"ના કર્ત્તા**

તથા

બ્રીગેડ અને કલાસ સેક્રેટરીઓ,
સેંટ જૉન ઍમબ્યુલન્સ ઍસોશીએશન.





**મુંબઇ.**

૧૯૦૬.



DR. DINANATH BALKRISHNA NAIK DANDEKER.
I.M. & S., J.P.

To

**Dr. Dinanath Balkrishna Naik Dandeker,**
L.M. & S., J.P.,

Member of the Bombay Municipal Corporation, Hon. Life Member, St. John Ambulance Association, Member of the Managing Committee and an Hon. Surgeon, Hon. Lecturer, Hon. Examiner, and Hon. Brigade Surgeon of the Parsee and the Jewish Brigades of the St. John Ambulance Association, Bombay Presidency CENTRE,

**THIS LITTLE BOOK**

*is dedicated*

BY THE AUTHORS

In token of their humble appreciation of His laudable efforts towards the dissemination of Ambulance Knowledge among the Public at large.

# અર્પણ પત્રિકા.

અમારા માનવંત અને મેહેરબાન મીત્ર,

**ડા૦ દીનાનાથ બાલક્રીષ્ના નાયક દાંડેકર,**

એલ.એમ. એન્ડ એસ., જે.પી.,

તે મુંબઈની મ્યુનિસીપલ કોરપોરેશનના એક સભાસદ,
સેંટ જોન ઍમ્બ્યુલન્સ એસોસીએશનના ઑનરરી લાઇફ
મેમ્બર, સેંટ જોન ઍમ્બ્યુલન્સ એસોસીએશનની
મુંબઈ મથક આગેવાની શાખાની મેનેજીંગ
કમીટીના સભાસદ, ઑનરરી સરજ્યન,
ઑનરરી, લેક્ચરર, ઑનરરી એક્ઝામીનર,
અને પારસી તથા યાહુદી બ્રીગેડના
ઑનરરી બ્રીગેડ સરજ્યન,
તેઓને

જાહેર પ્રજામાં ઍમ્બ્યુલન્સને લગતું જ્ઞાન ફેલાવવા માટે
તન, મન, અને ધનથી જે સ્તુતીપાત્ર કોશેશ તેઓ
ચાલુ રાખે છે તેની એક નમ્ર પીછાણમાં

**આ નાનકડું પુસ્તક**

માન સાથ અર્પણ કર્યે છીયે.

**દા. ન. ભારકર.**
**ડો. ફ. પંથકી.**

# OPINIONS AND REVIEWS.

**Sir Bhalchandra Krishna,** Kt., L.M., J. P., writes :—

I have much pleasure in accepting the two books, *viz* :—" A Guide to Home Nursing " and " A Glance on Human Anatomy and Guide to Treat Cases of Accidents "...I hope they will be of great use......As the books are written in Gujarati, I am sure they will be of great service to the Gujarati knowing public, both males and females. (Bombay, 8th October 1906).

---

**Dr. N. N. Katrak,** L.M. & S. J.P., writes:—*A Guide to Home Nursing* :—I have read this book with considerable interest and am very much impressed with the ability and care bestowed on its preparation. The arrangement is excellent and the language easy and clear. It is surprising to find so much matter compressed in such a small volume. The book ought to be in the hands of every pupil in a girl's School and would be available also

to boys as well. I congratulate the authors upon having produced such an excellent little book.

**A Glance on Human Anatomy and Guide to treat cases of Accidents**:—The book appears to be a further development of the First Aid to the Injured. The Anatomical portion though small is very useful and necessary. But the portion dealing with the treatment of accidents is all that could be desired. The chapters are short but sufficient for the purpose of giving an idea as to the treatment to be adopted. This book as well as " A Guide to Home Nursing " do credit to the authors Messrs Marker and Panthaki. (Bombay, 24th October 1906).

---

**Dr. Dinanath B. Naik Dandekar,** L.M. & S., J.P., writes ;—I beg to acknowledge receipt of your two Gujarati Manuals *viz.*, :—(1) " A Glance on Human Anatomy and Guide to treat Cases of Accidents," (2) " A Guide to Home Nursing " with manifold thanks and inform you that I have fully gone through the pocket manuals and it gives me very great pleasure to state that the simplicity of

the Gujarati language in editing these manuals has been the principal factor in increasing the utility of the books by all classes. Both the manuals have been a very handy source of reference in administering skilful help in cases of accidents and the "Guide to Home Nursing" has been specially conducive in completing the guidance of careful after-treatment of such accidents or sudden illnesses. On the whole, I can honestly say that the services that you have rendered by giving the use of these manuals to the public are really most commendable and more so when your efforts have been in the direction of helping the cause of human sufferings. I am of opinion that no house should be without these manuals. (Bombay, 13th November 1906).

---

**Dr. Kavasji Edulji Dadachanji**, L.M. & S., J. P., writes:—I have gone through your booklets on "A Guide to Home Nursing" and "A Glance on Human Anatomy and Guide to treat Cases of Accidents" in Gujarati. To me they appear to be useful to those who want to study the subjects. They are in the form of questions and answers and nicely arranged. (Bombay, 23rd October 1906).

**Dr. Ardeshir D. Jilla**, L.M. & S., writes:—I acknowledge with thanks the two handbooks "A Guide to Home Nursing" and "A Glance of Human Anatomy and Guide to treat Cases of Accidents," of which you have the honor to be the joint authors.

According to my opinion, I find the former to be a very useful thing...to be in the hands of young women, all of whom may be, at any period of their life, called upon to do the part of a nurse.

The latter bids well to make one an "Emergency Doctor"—(Bombay, 24th October 1906).

---

**Rao Bahadur Narayan T. Vaidya**, J.P., writes:—I am very much obliged to you for sending me your books on "Treatment of Cases of Accidents" With a Glance on Human Anatomy" and on "Home Nursing." I perused the books with great attention and was pleased to find that with their simple style and language, they will be useful not only to those who join the St. John's Ambulance Association, but even to other intelligent readers. To ladies especially the books will

be very valuable. You have done real service to all Gujarati speaking public, and I am sure, your books will be well appreciated by them. I wish you success in your endeavour to impart useful knowledge in an Indian language.

Your dedications are also very appropriate. Mr. Lund, as Honorary Secretary of the Association, has done so much for popularizing very useful Institution. Dr. D. B. Naik Dandaekar has also spared neither pains nor money in the work of the Association. (Bombay, 26th October 1906).

---

**Mr. N. G. Welinkar**, M.A. L.L.B, J.P., Hon. Secretary, the Dadabhoy Nawroji Poor Boy's Seminary, writes :—I beg to acknowledge, with best thanks, the receipt of your "Guide to Home Nursing and a Glance on Human Anatomy" etc. Both of them are very useful books and are written in a clear, simple and interesting style. (Bombay, 23rd October 1906.)

---

**Mr. Framji Bomonji Master**, B.A., Head Master, Fort and Proprietary High School,

writes :—Your two books "A Guide to Home Nursing" and "A Glance on Human Anatomy and Guide to treat Cases of Accidents," contain much useful information, and will be a great help in imparting a knowledge of the methods to be used in treating sick persons, affording relief and giving first aid to the injured, who are very often left to themselves when medical aid is not at hand. The books being written in Gujarati will prove useful to a large number of readers who are prevented from having access to similar books in English owing to their ignorance of that language. (Bombay, 13th November 1906.)

---

["મુંબઇ સમાચાર"—તા૦ ૧૪મી નવેંબર ૧૯૦૬]

**શારીરીક તપાસ તથા અકસ્માતીક બોધ્યો.**

"શારીરીક તપાસ તથા અકસ્માતીક બોધ્યો" નામની ચોપડી મેસર્સ દારાશાહ નશરવાનજી મારકર તથા ડોસાભાઇ ફરામજી પંથકી તરફથી પ્રગટ કરવામાં આવી છે. તેમાં શરીરને લગતા ભાગો, તે માહેલી ધોરીનસો, નસો, માંસના લોચા, જ્ઞાનતંતુઓ હાડકાં વગેરેનું ટુંક વર્ણન આપ્યા ઉપરાંત અકસ્માત વેળાએ તાબડતોબ એલાજ કેમ કરવા તેની સમજણ સવાલ જવાબના આકારમાં આપવામાં આવી છે. સાંધો ઉતરી જવો કે

લચક આવવી, ગળાંમાં હાડકું કે માંસનો ટુકડો અથવા એવીજ કાંઇ ચીજ ખુંચી બેસવી, ચામડી છોલાઇ જવી કે સેહેજ જખમ પડવો અથવા દાઝી જવી એવી સાદી ઇજા વેળાએ કેવી રીતે કામ લેવું તેની સમજણ આપ્યા ઉપરાંત ડુબેલાં માણસને પાણીમાંથી બાહેર કાહડયા પછી શું કરવું તથા કોઇએ ગળામાં ફાંસો ખાઇ આપઘાત કરવાની કોશેશ કીધી હોય અથવા એક જણે ભુલમાં કે જાણી જોઇ ઝેર ખાધું હોય તેવા ગંભીર મામલા વેળાએ તબીબની મદદ આવી પોહોંચે તે આગમચ કેવી રીતના એલાજ લેવા તે સાદી તથા સેહેલ ભાષામાં દરશાવવામાં આવ્યું છે. અકસ્માત વેળાએ તાત્કાળીક મદદ પોહોંચાડવા માટે ઉભી થયલી સેંટ જૉન ઍમબ્યુલંસ ઍસોશીએશન નામની મંડળીની મુંબઇ ઇલાકાની શાખાએ ગુજરાતી ભાષામાં શીક્ષણ આપવા માટેના વર્ગમાં ઉપયોગ કરવા માટેની "ટેકસ્ત બુક" તરીકે બહાલ રાખી આ ચોપડીની કદર બુજી છે. અલબતે આ ચોપડી દરદીનો એલાજ કરવા માટે તબીબી મદદની જરૂર નહી પડે એવી મતલબથી કાંઇ બાહેર પાડવામાં આવી નથી પણ ખુદ એ ચોપડીના સેવટે જણાવવામાં આવ્યું છે તેમ તબીબી મદદ આવી પોહોંચે તે આગમચ એક દરદીને આરામ આપવા માટે તાત્કાળીક ઉપાયો શું લેવા તેનું જ્ઞાન આપવાની નેમ રાખવામાં આવી છે. તે છતાં ચોકસ સાદી ઇજાના સંબંધમાં આપવામાં આવેલા એલાજ એવા છે કે જો

તુરત લેવામાં આવે તો દરદીને થોડા વારમાં આરામ થઇ જાય તથા તબીબી મદદ મેળવવાની કાંઇ પણ જરૂર રહે નહી. ઘણી વેળા એવા સાદા એલાજો તાબડતોબ લઇ નહી શકવાનો સબબ ફક્ત દરદના એલાજથી આસંપાસનાઓ વાકેફ નહી હોવાનો હોય છે જે અજ્ઞાનપણું દુર કરવા માટે ઉપલી ચોપડી કીમતી થઇ પડશે. દાખલા તરીકે એક ઉમરે પુગેલું માણુસ કે છોકરૂં સખ્ત રીતે દાઝી અથવા બળી જતાં તેના દાઝી અથવા બળી ગયલા ભાગની સારવાર કેમ કરવી તે સુઝ નહી પડયાથી તાત્કાળીક ઉપાય લેવાને બદલે ઘણીક વેળા પાડપડોશી કે તબીબની મદદ મેળવવા માટે દોડાદોડી કરી મુકવામાં આવે છે. એવી વેળાએ ઉપલી ચોપડીમાં આપવામાં આવેલા નીચલા એલાજની વાકેફી ધરાવનારાંઓ શાંત મગજ રાખી દરદીને તુરત આરામ આપી શકશે :—"પ્રથમ દાઝી ગયલા ભાગપરથી કપડાં કાપીને ઉતારવાં. પણ જો કપડું દાઝી ગયલા ભાગને વળગ્યું હોય તો તેને મીઠાં તેલથી અથવા સાલીડ તેલથી ભીંજવી હલવે હળવે કાહડવું. ત્યાર બાદ બળી ગયલા ભાગપર થોડુંક ધાનું કપડું લઇ તેપર સોજું મીઠું સાલીડ અથવા અલસીનું તેલ નાખીને તે બળેલા ભાગપર મુકવું. પછી હવા તેપર દાખેલ નહી થાય તેવી રીતે તે ઉપર સોજો રૂ મુકીને એક પાટાએ તે ભાગ બાંધી લેવો. જો ફોલ્ફઇયા ઉઠે તો તે કાપવા અથવા ફોડવા નહીં તથા બળી ગયલા ભાગપર ગરમી દેખાડવી નહી."

## દરદીનું દુઃખ નીવારણ.

"દરદીનું દુઃખ નીવારણ" નામની ચોપડી ઉપલાજ ગ્રંથકારો તરફથી બાહેર પાડવામા આવી છે તથા તે પણ સેંટ જૉન ઍમ્બ્યુલંસ ઍસોસીએશનની મુંબઇ ખાતેની શાખાએ "ટેકસ્ત બુક" તરીકે સ્વીકારી છે. ઉપલી ચોપડીમાં દરદીનો ઓરડો સાફસુફ કેવી રીતે રાખવો, ઉડતા રોગથી પીડાતા દરદીની સારવાર કરતી વેળાએ સાજા માણસને ચેપ નહી ઉડે તે માટે કેવી સંભાળથી કામ લેવું, દરદીનું બીછાનું સ્વચ્છ હાલતમાં કેવી રીતે રાખવું, દરદીને કઇ જાતનો તથા કેવી રીતે ખોરાક આપવો, જરૂર વેળાએ દરદીને સેકપોટ કેવી રીતે કરવા તે વગેરેની એક સાધારણ માણસ સમજી શકે તેવી સરળ ભાષામાં લંબાણથી સમજણ આપવામાં આવી છે.

---

["**અખબારે સોદાગર**"—તા. ૪ થી નવેંબર ૧૯૦૬.]

## શારીરીક તપાસ તથા અકસ્માતીક ભોગ્યો અને દરદીનું દુઃખ નીવારણ.

સેંટ જૉન ઍમ્બ્યુલંસ ઍસોસીએશનની મુંબઇની શાખાના બ્રીગેડ અને કલાસ સેક્રેટરીઓ મેસર્સ. દારાશાહ નસરવાનજી મારકર અને ડોસાભાઇ ફરામજી પંચકી આ પરમારથી મંડલના ખરેખરા ઉતસાહી ઉપયોગી સભાસદો છે.

એ બંને સભાસદોએ "શારીરીક તપાસ તથા અકસ્માતીક ભોમ્યો" અને "દરદીનું દુઃખ નીવારણ" એવાં નામની બે નાની ચોપડીઓ લખી છે. આ બંને ચોપડીઓ ઍસોસીએ-શનની શાખાએ "ટેક્ષટ બુક" તરીકે મંજુર કીધી છે. પહેલી ચોપડીમાં શરીરને લગતા ભાગો તે માંહેલી ધોરી નસો, નસો, માંસના લોચા, જ્ઞાનતંતુઓ, હાડકાં વીગેરેનાં ટુંક વરણન સાથે અકસ્માત વેલાએ તાબડતોબ ઇલાજ કેમ કરવા તેની સમજણ સવાલ જવાબના આકારમાં આપવામાં આવી છે, જ્યારે બીજીમાં દરદીની માવજત કરતી વેળા ધ્યાનમાં રાખવા જોગ સુચનાઓનો સવાલ જવાબના આકારમાં સમાવેશ કરવામાં આવ્યો છે. અમો આ બંને નાના પણ ઉપયોગી અને ગુજરાતી ભાષામાં જેની ખરેખરે ખુટ છે તેવાં પુસ્તકો પ્રગટ કરવા માટે મેશર્સ મારકર અને પંથકીને મુબારકબાદી આપીએ છીયે. ઘણીજ સાદી ઇબારતમાં આ ચોપડીઓ લખવામાં આવી છે અને સવાલ જવાબની ગોઠવણ પસંદ કરવા જોગ છે. સાધારણ કે ગંભીર અકસ્માત થાય છે કે આપણા દેશીઓ તાત્કાલીક મદદ આપવાનાં જ્ઞાનની ગેરહાજરીમાં ગભરાઇ અ-કરાઇ જશે અને તબીબી મદદ આવી પુગે ત્યાં સુધી તે બીચારાને રાહત આપવાને કાંઇબી કરી શકશે નહીં. આ જાતનાં અજ્ઞા-નપણાથી ઘણા અકસ્માતો પ્રાણઘાતક નીવડે છે, કે જેમાં જો થોડી અકલ અને સમય સુચકતા વાપરવામાં આવે તો ઘણા અકસ્માતના કેસો ગંભીર રૂપ લે છે અથવા પ્રાણઘાતક

નીવડે છે તેનો ઘણે દરજ્જે અટકાવ થઇ શકે. એવાં જ્ઞાનનો ફેલાવો કરવાની વખાણવા લાયક કોશેશ સેંટ જૉન ઍમ્બ્યુલંસ ઍસોશીએશનની મુંબઇની શાખા અને તેના ઉમંગી અને મહેનતુ સેક્રેટરી મી. જ્યૉર્જ લુંડ કરે છે. જેઓ એ વરગનો લાભ લેતા હોય અને જેઓ અંગ્રેજી ભાષાથી બેનશીબ હોય તેઓને આ ગુજરાતી ચોપડીઓ ઘણી કામની થઇ પડશે તે વીશે તો કાંઇ શક છેજ નહીં પણ જેઓ એ વરગનો લાભ લેઇ નહી શકતા હોય તેઓને અને દરેક કુટુંબને આ ચોપડીઓ વાંચવાની અને તેની એક નકલ ઘરમાં રાખવાની અમો ભલામણ કરશુ. કપડાં સલગી ઉઠે, કુતરૂં યા સાપ કરડે, વીજલીનો આચકો લાગે, કોઇ બેશુધ થઇ, જખમ થાય, ઝેરી હવાથી ગુંગલાઇ જવાનો બનાવ બને, પાણીમાં ડુબી જવાનો વીગેરે અકસ્માતો બને ત્યારે તુરતા તુરત શું ઉપાય લેવા તે "ભોમયા"માં અને નરસીંગને લગતી ઘણી ઉપયોગી સલાહો બીજી ચોપડીમાં આપવામાં આવી છે. અમો આવાં પુસ્તકોને ગુજરાતી સાહીત્ય માટે ઘણા આવકારદાયક લેખયે છીયે.

---

[ "રાસ્ત ગોફતાર"–તા૦ ૧૮ મી નવેમબર ૧૯૦૬.]

**"દરદીનું દુઃખ નીવારણ"–"શારીરીક તપાસ તથા અકસ્માતીક ભોમ્યો."**

મેસર્સ દારાબશાહ નસરવાનજી મારકર અને ડોસાભાઇ ફરામજી પંથકી નામના જવાન્યાઓ, જેઓ "સેંટ જૉન

ઍમબ્યુલંસ ઍસોસીએશન "ના બ્રીગેડ તથા કલાસ સેક્રેટ-રીઓ છે, તેઓએ ઉપલાં નામવાળાં બે નાનકડાં પુસ્તકો પ્રગટ કરીને, ગુજરાતી સાહીત્યમાં એક જરૂરી ઉમેરો કીધો છે. આમાંની પહેલી લઘુ પોથીમાં દર્દીની માવજત કરતી વેળા ધ્યાનમાં રાખવા જોગ સુચનાઓનો સવાલ જવાબના આકા-રમાં સમાસ કર્યો છે, અને તે દરેક નીશાળમાં જેમ છોકરા તેમજ છોકરીઓને શીખવવા યા તેઓને ખાનગી રીતે શીખવા અને ગોખવા જોગ છે. એજ રીતે બીજી પોથીમાં શરીરને લગતા ભાગો (જેમકે ધોરી અને બીજી નસો માંસના લોચા, જ્ઞાનતંતુ, હાડકાં વગેરે)નું ટુંક વર્ણન આપીને તેમના સંબંધમાં બનેલા અકસ્માત વેળા તાબડતોડ શા શા ઉપાયો લેવા તે સરસ આકારમાં સહેલ અને સરળ ભાષામાં આપી છે. આવી પોથીઓ જેમ નાની હોય અને જેમ મુખ-તેસરમાં સઘળી સમજણ આપનારી હોય તેમ તે લોકપ્રીય થઇ પડે છે, અને ઉપલી બંને નાની કીતાબો તેવીજ છે, માટે તેઓ એક કીમતી મદદગાર થઇ પડશે એવી આશા રાખી શકાયછે.

---

# સાંકળ્યું.

# પ્રસ્તાવના.

અકસ્માત ક્યારે અને કેમ થશે તે આપણે જાણી શકતા નથી, તેટલા માટે અકસ્માત વેળાએ તુરતા તુરત મદદ કેમ પોંહચાડવી અને તબીબ આવી પુગે તે આગમજ, વેળાસરની મદદ નહીં મલ્યાથી થયલા અકસ્માતની અસરથી કીમતી જાનો બરબાદ થતા કેમ અટકાવવા તેને લગતું જ્ઞાન મેળવવાને દરેક શીખેલા માણસની ફરજ છે. આ કામમાં હુશીઆરી ઉપરાંત ઝડપી કામની પણ ઘણી જરૂર છે. આ જ્ઞાન ફક્ત પ્રાથમીક મદદ તરીકેજ બરોબર રીતે કામે લગાડયાથી ઘણાએક બીચારા અકસ્માતમાં સપડાયલાઓને માથે લટકતો ભય દુર કરવાનું અને તેમને તેમનાં દુઃખમાં આરામ આપવાનું ઉત્તમ સાધન થઇ પડે છે. એવું જ્ઞાન આપનારી ચોપડીઓ કેળવણીમાં પછાત પડેલા આપણા દેશ માટે ગુજરાતી ભાષામાં

બહાર પાડવાની અને લોકોમાં છુટથી વંચાવાની ઘણી જરૂર છે. તેટલા માટે આ ચોપડીની મુલ નેમ વીદ્યાર્થીઓ, ધંધાદારીઓ વગેરેને પ્રાથમીક મદદને લગતું જ્ઞાન સંપાદન કરતી વખત પડતી મુશ્કેલીઓ દુર કરવાની છે, તેમજ સેંટ જોન એમબ્યુલંસ એસોસીએશન તરફથી એ જ્ઞાન માટે લેવાતી પરીક્ષાઓ માટે સેહેલાઇથી તૈયાર થવાને બની શકે તે માટે મુખ્ય અગતની બાબદો સવાલ જવાબના આકારમાં સેહેલીને સરળ ભાષામાં લખવામાં આવી છે. બનતાં સુધી આ ચોપડીમાં ઘરઘતુ ઉપાયો અકસ્માત વેળાએ કેમ કરવા તેનો સમાવેશ કરવામાં આવ્યો છે. એવી આશા રાખવામાં આવે છે કે અકસ્માત વેળાએ તાત્કાલીક ઉપાયો કેમ કરવા તેને લગતું જ્ઞાન સર્વ ઠેકાણે ફેલાય, જેથી દાકટર આવી પુગે તે આગમજ હજારો કીમતી જીવોની હાની થતી અટકે.

આ ચોપડી સેંટ જોન એમબ્યુલંસ એસોસીએશનની મુંબઇ ખાતેની શાખા તરફથી "ટેક્સ્ટ બુક"

તરીકે મંજુર રાખી અમારાં કામમાં અમને જે ઉત્તેજન આપવામાં આવ્યું છે, તે માટે તેમનો આભાર માન્યે છીએ.

છેવટે આ ચોપડીનું લખાણ તપાસવાની તસદી લઇ તે બાબદ કરેલી ઘટતી સુચનાઓ માટે અમારા મીત્ર ડાક્ટર અરદેશર દાદાભાઇ જીવલા, એલ. એમ. એન્ડ એસ. નો આ ટકે ઉપકાર માન્યે છીએ.

મુંબઇ, તા૦ ૧૫ મી ઓગસ્ટ ૧૯૦૧.

દારાશાહ ન. આરકેર,
૭૨–૭૪, ધોબીતલાવ.
ડોસાભાઇ ફ. પંથકી,
નં૦ ૯, કરેલવાડી.



# હાડકાં.



ગરદનનું પાચમું હાડકું.
હાંસડી.
સીપીનું હાડકું.
પાંસળીઓ.
બાજુનું હાડકું
નવમી પાંસળી.
કમ્મરનું ત્રીજું હાડકું.
થાપાનું હાડકું.
કોણીની બહારનું હાડકું
કોણીની અંદરનું હાડકું.
પોંહચાનાં હાડકાં.
જાંગનું હાડકું.
ઘુંટણની ઢાંકણી.
પગના નળાનું અંદરનું હાડકું.
,, ,, બહારનું હાડકું
ઘૂટી.

# શારીરીક તપાસ
## તથા
# અકસ્માતીક ભોમ્યો.

## હાડકાં.

સ.—હાડકાં શરીરમાં શું ઉપ્યોગનાં છે ?

જ.—હાડકાં શરીરમાં પાયા સમાન છે. હાડકાં શરીરના નાજુક અને નરમ ભાગોને ટેકો આપી તેમને ટટાર ઉભા રાખે છે. (૨) આપણાં શરીરના નાજુક ભાગો જેવા કે ભેજું, બરડાની કરોડ, હૃદય, ફેફસાં વગેરે મુખ્ય અંગોનું તેઓ રક્ષણ કરે છે. (૩) માંસના લોચા જેથી શરીર હીલચાલ અને મહેનત કરી શકે છે, તેને તેઓ વલગેલાં રાખે છે. (૪) સાંધાઓ બનાવવામાં પણ તેઓ મદદગાર થઇ પડે છે.

સ.—માણસનાં હાડપીંજરમાં કેટલાં હાડકાં હોય છે?

જ.—આસરે બસો ઉપર.

સ.—જુદી જુદી જાતનાં હાડકાંનાં નામો શું છે?

જ.—હાડકાંના ચાર પ્રકાર કીધેલા છે :—(૧) **લાંબાં**, જેમકે ખભાં અને કોણીની વચ્ચેના, તેમજ હાથનાં હાડકાં, અને જાંગનાં તેમજ પગના નળાનાં હાડકાં. (૨) **ટુંકાં**, જેવાંકે, પોંચાના તેમજ પગની ઘુંટીના સાંધાનાં હાડકાં. (૩) **સપાટ હાડકાં**, જેવાંકે માથાંની ખોપરીનાં તેમજ ખભાંનું ચપટું હાડકું; (૪) **અનીયમીત હાડકાં**. જેવાંકે, બરડાની કરોડનાં હાડકાં.

સ.—હાડપીંજર કેટલા ભાગમાં વેંહચાયલું છે?

જ.ત્ર—ણ ભાગમાં; માથું, ધડ, અને અવયવો.

સ.—માથું કેટલાં હાડકાંનું બનેલું છે?

જ.—બાવીસ : ખોપરીનાં આંઠ, અને ચેહરાનાં ચૌદ. નીચલાં જડબાંનાં હાડકાં સીવાય ખોપરીનાં

હાડકાં એકબીજાં સાથે એવાં તો જડ જોડાયલાં છે કે, જાણે તેઓ સરવે મલીને એકજ હાડકું હોય એમ લાગે છે.

સ.—ધડ કયાં કયાં હાડકાંનું બનેલું છે?

જ.—બરડાની કરોડનાં હાડકાં, (Vertebræ) પાંસલીઓ અને સીપીનું હાડકું, (Sternum) તથા થાપાનાં હાડકાંનું (Os innominata)

સ.—શરીરના અવ્યવો શાના બનેલા છે?

જ.—ખભાંનાં ચપટાં હાડકાં; હાથની બાજુનાં હાડકાં અને હાથનાં, કાંડીનાં, તથા હાથનાં પોહોચાનાં હાડકાં, જાંગનાં હાડકાં, પગના નળાનાં અને તળ્યાનાં હાડકાંના.

સ.—બરડાની કરોડ કેટલાં હાડકાંની બનેલી છે?

જ.—તેત્રીસ હાડકાંની, જેમાંનાં ચોવીસ મુખ્ય અને નવ વધારાનાં કહેવાય છે. એ તેત્રીસ માંહેલાં સાત ગરદનનાં, બાર પીઠનાં, પાંચ કમરનાં, પાંચ પુઠનાં જે જોડાઇને એક થયલું છે અને તેની નીચે

છેડેનાં ચાર (જે જનાવરની પુછડીમાં સમાયલાં હોય છે) મલી તેત્રીસ.

સ.—બરડાનાં વાંસાનાં હાડકાંમાં શું સમાવવામાં આવેલું છે?

જ.—ગુર.

સ.—સાંધો શાને કહે છે?

જ.—બે અથવા વધુ હાડકાંનાં જોડાણને સાંધો કહે છે.

સ.—સાંધા કેટલી જાતના હોય છે?

જ.—(ક) હીલચાલ કરી શકે અને ફરી શકે તેવા; જેમકે, કોણીની અને ગુંટણ આગલનાં સાંધા, જે બારણાં બારીનાં મીજાગરાંની પેઠે ફરી શકે છે, તથા થાપા અને ખભાં આગલના સાંધા. (ખ) હીલચાલ નહીં કરી શકે તેવા; જેવાકે માથાંની ખોપરીના, અને મોઢાંના ઉપલા ભાગના.



# માંસના લોચા.

## MUSCLES.

સ.—માંસના લોચા શાનાં બનેલા છે ?

જ.—માંસના લોચા લાલ રેશાના ઢગલાના બનેલા છે, જે રેશાઓને કામ કરતાં તેમજ કસરત કરતાં મરજી મુજબ સંકોચાવી શકાય છે.

સ.—માંસના લોચા કેટલી જાતના છે ?

જ.—બે જાતના; (૧) મરજી મુજબ લાંબા ટુંકા થઇ શકે તેવા; જેમકે હાથ અને પગના. (૨) જેમની ઉપર આપણી મરજી કાબુ નહીં રાખી શકે તેવા યાને મરજી મુજબ સંકોચાવી નહીં શકાય તેવા; જેમકે, હરૂદય, હોજરી અને આંતરડાં જેની ઉપર આપણે કાંઇ પણ કાબુ રાખી શકતા નથી.

# જ્ઞાનતંતુની રચના.

## NERVOUS SYSTEM.

સ.—જ્ઞાનતંતુ કેટલી જાતનાં છે અને તેઓ શું કામ બજાવે છે?

જ.—ત્રણ જાતનાં (૧) **ગતીતંતુ** (Motor), જે ભેજામાંનો સંદેશો કોઇ સ્નાયુને પોહચાડી ગતી પેદા કરે છે. (૨) **ભાનતંતુ** (Sensory), જેવડે આપણા શરીરને લગતી અથવા તેની આજુબાજુની દરેક ચીજની અસરની ખબર ભેજાને પોંહોંચે છે. (૩) **મીશ્રતંતુ,** (Sympathetic), જે બને ગતી તથા ભાણુતંતુના રેસા ધરાવે છે અને તેટલા માટે તે બનેનું કામ બજાવે છે.

સ.—બરદાની કરોડનાં કેટલાં જ્ઞાનતંતુ છે?

જ.—એકત્રીસ જ્ઞાનતંતુની જોડી.

સ.—સંબંધીતંતુઓની રચના કેવી કરવામાં આવી છે ?

જ.—નાના નાના જ્ઞાનતંતુઓનાં મધ્ય બીંદુની એક બેવડી હાર બનાવવામાં આવી છે, અને તેમાંથી સંબંધી તંતુઓની બેવડી હાર બરડાની કરોડની બંને બાજુએ નીકળે છે.

સ.—સંબંધીતંતુઓ શું કામ બજાવે છે ?

જ.—હ્રૃદય, શ્વાસોશ્વાસ વગેરે જે અંગો અને ક્રીયાઓ ઉપર આપણે કાબુ રાખી શકતા નથી, તેમની ઉપર તથા તેમને પુરાં પડતાં લોહીના જથા ઉપર આ સંબંધી તતુંઓ કાબુ રાખે છે. તેમજ શરીરમાં પ્રવાહી પદાર્થો ઉત્પન કરતા તથા તેમને બહાર કાઢતા સંચાઓપર કાબુ રાખે છે.

# શ્વાસોશ્વાસ.

## RESPIRATORY SYSTEM.

સ.—ફેફસાંની રચના કેવી કરવામાં આવી છે?

જ.—ફેફસાં લખો અને કરોડો હવાની નાની નાની કોઠલીઓનાં બનેલાં છે, અને તેમની ઉપર ઝીણી ઝીણી નસો જાળાંની પેઠે પંથરાયલી છે.

સ.—ફેફસાંનો ઉપયોગ શું?

જ.—ફેફસાંથી શ્વાસોશ્વાસ યાને દમ લેવાય છે, અને તેઓ દમમાં લેવાયલી હવામાંથી "ઓકસીજન" નામના પ્રાણવાયુને લોહીમાં આમેજ કરી "કારબોનીક એસીડ ગેસ" નામની ઝેરી હવા બહાર કાઢી નાખી લોહીને સ્વચ્છ બનાવે છે.

સ.—શ્વાસોશ્વાસના કેટલા ટપકકા છે?

જ.—બે; એકતો હવા દમમાં લેવાનાં કામનો અને બીજો, ખરાબ હવા બહાર કાઢવાનાં કામનો.

સ.—એક મીનીટમાં આપણે કેટલીવાર દમ લઇએ છીયે?

જ.—આસરે પંદરથી અઢાર વખત.

સ.—દમ લેતી વખત દરેક વેળા હુવાનો સરા- સરી આસરે કેટલો જથો દમમાં લેવામાં આવે છે, અને કેટલો બહાર કાઢવામાં આવે છે?

જ.—આસરે ૩૦ કયુબીક ઇંચ જેટલી હુવા.

સ.—શ્વાસ લેવાનું કામ કેવી રીતે ચાલે છે?

જ.—(૧) દમ લેવાની ક્રીયા વેળાએ આપણી પાંસલીઓ ઉંચકાયાથી છાતી પોહળી થાય છે, અને છાતી અને પેટ વચ્ચેનો પડદો (Diaphragm) સપાટ થઇ જાય છે. (૨) દમ બહાર કાઢવાની ક્રીયામાં છાતીના સ્નાયુઓ પાછા પોતાની મેલે ઢીલા પડયાથી પાંસ- લીઓ પોતાની અસલ જગાએ બેસી જાય છે, તેથી છાતી સંકોચાય છે અને છાતી તથા પેટ વચ્ચેનો પડદો પાછો ઉપર ઉંચકાય છે.

સ.—શ્વાસોશ્વાસની ક્રીયાનાં પરીણામે ફેફસાં માંથી પસાર થતાં લોહીમાં શુ ફેરફાર થાય છે?

જ.—આ ક્રીયાથી લોહી સ્વચ્છ થાય છે. શરીર- ના જુદા જુદા ભાગોમાંથી "કારબોનીક એસીડ ગેસ"

લઇ ફરી આવેલું કાલી નસમાં રહેલું અસ્વચ્છ લોહી "કારબોનીક એસીડ ગેસ"ને જુદી પાડી ચોખો પ્રાણ વાયુ (ઓકસીજન ગેસ) મોટા જથામાં ચુસી લે છે અને તે કાલાં લોહીનો ઘેરો રંગ બદલાઇને રતાશપર આવે છે, જેથી લોહી શુધ્ધ થાય છે.

---

# લોહીનું ફરવું તથા લોહીનું વેહવું.

# CIRCULATION OF BLOOD AND HŒMORRHAGE.

---

સ.—શરીરનાં કયાં અંગો મારફતે લોહી ફરી શકે છે ?

જ.—હ્રુદય, ધોરીનસો, ઝીણી બારીક નસો (Capillaries) અને કાળી નસો મારફતે.

સ.—શરીરમાં લોહી કઇ મુખ્ય ત્રણ રીતે ફરી શકે છે ?

જ.—(૧) શારીરીક, (૨) ફેફસાં મારફતે, (૩) કલેજાં મારફતે.

સ.—લોહીનું શારીરીક ફરવું તે શું ?

જ.—શારીરીક ફરવું એટલે હૃદયમાંથી ધોરી નસો મારફતે શરીરના જુદા જુદા ભાગોમાં સ્વચ્છ લોહીનું વેંહચાઇ જવું અને પાછું શરીરના જુદા જુદા ભાગોમાં ફરી આવેલાં અસ્વચ્છ લોહીનું એકઠું થઇ કાળી મોટી નસો મારફતે હૃદયમાં પાછું ફરવું તે.

સ.—ફેફસાં મારફતે લોહી કેવી રીતે ફરે છે ?

જ.—ફેફસાં મારફતે હૃદયની જમણી બાજુએથી થઇને ડાબી બાજુએ લોહીનું જવું તે. આ ફેરા વખતે લોહી સ્વચ્છ બને છે.

સ.—કલેજાં મારફતે લોહીનું ફરવું તે શું ?

જ.—એક મોટી કાળી નસ લોહીને હોજરી, આંતરડાં, તથા તલ્લીમાંથી કલેજામાં લઇ જાય છે જયાંથી હૃદય તરફ જતી બે મોટી કાલી નસોમાં તે જાય છે.

સ.—હૃદય, તેનો આકાર, તેનું સ્થળ અને રચના કેવી છે ?

જ.—હૃદય આકારમાં પરાના જેવું છે, અને તે સીપીનાં હાડકાંના વચલા ભાગની પછવાડે બે

ફેફસાંની વચ્ચે અને છાતી અને પેટ વચેના પડદાની બરોબર ઉપર આવેલુ છે. તે બે નાના ઓરડા જમણી બાજુએ અને બે નાના ઓરડા ડાબી બાજુએ એમ ચાર ઓરડામાં વેંહેચાયલું છે. એ ચાર ભાગો બબેની હારમાં એક પડદાથી અકેકથી જુદા પડે છે. દરેક બાજુએ સર્વથી ઉપલો ભાગ નીચલા ભાગ સાથે એક પડદા મારફતે સંબંધ ધરાવે છે. જ્યારે ઉપલા ભાગ (auricle) માંથી નીચલા ભાગ (ventricle)માં લોહી પસાર થાય છે ત્યારે આ પડદાઓ બંધ થઇ જાય છે, જેથી લોહી પાછું પહેલા પડદામાં ધસી આવતું નથી.

સ.—હ્રૂદયની જમણી અને ડાબી બાજુએથી લોહી કેવી રીતે ફરે છે?

જ.—હ્રૂદયની જમણી બાજુએથી ફેફસામાંથી પસાર થયલું લોહી દાબી બાજુએ આવે છે તેને "પલમોનરી સરકયુલેશન" કહે છે. હ્રૂદયની ડાબી બાજુ શરીરમાં સાધારણ રીતે લોહીને મોકલે છે, તેને "સીસ્ટમીક સરકયુલેશન" કહે છે.

સ.—હ્રુદયની જમણી બાજુની દીવાલો તેમજ ડાબી બાજુની દીવાલોમાં શુ ફેર હોય છે ?

જ.—ડાબી બાજુની દીવાલો જમણી બાજુની દીવાલો કરતાં વધારે મજબુત અને વધારે જાડી હોય છે, કારણ કે તેમને આપણાં શરીરમાં ઘણા દુરના ભાગો સુધી લોહી પુરૂં પાડવાનું હોય છે, તેમજ તેને લોહીના મોટા જથાની સામે ટક્કર ઝીલવાની હોય છે.

સ.—ધોરીનસો અને કાળી નસો વચે શું ફેર હોય છે ?

જ.—**ધોરીનસો** હ્રુદયમાંથી શરીરના બીજા ભાગોમાં લોહીને લઇ જાય છે; તેમની દીવાલો વધારે મજબુત અને વધારે સ્થીતીસ્થાપક છે. હ્રુદયની નજદીકમાં જે પડદા હોય છે તે સીવાય બીજા પડદા તેમને હોતા નથી.

**કાળી નસો** શરીરના જુદા જુદા ભાગોમાંથી ફરી આવેલાં લોહીને હ્રુદયની જમણી બાજુએ થઇને ફેફસાંમાં લઇ જાય છે, જ્યાં તે સ્વચ્છ થાય છે.

ધોરીનસનાં જેટલી એ નસો મજબુત તથા સ્થીતી-સ્થાપક હોતી નથી, અને લોહી પાછું ધસી નહીં જાય તે અટકાવવા માટે પડદા હોય છે.

સ.—લોહીની બનાવટ શું છે?

જ.—લોહી ત્રણ ચીજનું બનેલું છે. (૧) પાણીનો અથવા સીરમનો ભાગ. (૨) રાતા રંગનાં લખો કણો (Corpuscles). (૩) સેંકડો સફેદ કણો.

સ.—શરીરમાં લોહી શા માટે ફરે છે?

જ.—(૧) શરીરના દરેક ભાગને પોષણ આપવા માટે, (૨) શરીરમાં જોઇતો પ્રાણવાયુ (Oxygen) પુરો પાડવા માટે, (૩) શરીરના સઘળા ભાગોમાં ગરમી અને ભીનાશ ઉત્પન્ન કરવા માટે, (૪) શરીરના સઘળા ભાગોમાંથી નકામો પદાર્થ કાળી નસો મારફતે બહાર લઇ જવા માટે.

સ.—લોહી ધોરીનસમાંથી વહે છે કે કાળી નસમાંથી વહે છે, તે કેવી રીતે પારખી શકાય?

જ.—**ધોરીનસમાંથી વહેતું લોહી** લાલ-ચોળ રંગનું હોય છે, અને તે ધસારાબંધ ફુવારાની

પેઠે ઉડે છે. **કાળી નસમાંથી વહેતું લોહી** ભુરા રંગનું હોય છે અને તે ધીમી ધાર માફક વહે છે.

સ.—ધોરીનસ માંહેલું લોહી ફુવારાની માફક કાં ઉડે છે?

જ.—કારણ કે ધોરીનસ માંહેલું લોહી હરૂદયનાં સંકોચાવાથી ધોરીનસમાંથી હડસેલી કાઢવામાં આવે છે, જેથી ધોરીનસો માંહેલાં લોહીનો ધોધ બુંબામાંથી ઉરાડવામાં આવતાં પાણીની મીસાલ વહે છે.

સ.—એક જખમી થયલાં માણસનાં શરીરમાંથી લાલ ચકચકીત રંગનું લોહી ફુવારાની પેઠે સપાટાબંધ વેહતું જોવામાં આવે તો તે શામાંથી વહેતું જાણવું?

જ.—ધોરીનસમાંથી.

સ.—કેવા સંજોગો વચે ધોરીનસ માંહેલું લોહી ફુવારાની માફક ઉડયા વગર વહી શકે?

જ.—જ્યારે ધોરીનસ શરીરમાં ઘણી ઉંડાણુમાં હોય ત્યારે તેમાંથી વહેતું લોહી ફુવારાની માફક ઉડતું નથી. દાખલા તરીકે પગમાંહેલી ધોરીનસ.

સ.—ધોરીનસમાંથીજ લોહી વહે છે એમ ધારણવામાં કઇ ચીજ મદદ કરે છે?

જ.—ધોરીનસમાંથી વેહેતાં લોહીનો રંગ, કાળી નસમાંથી વેહતાં લોહીના રંગ કરતાં વધારે ચકચકીત હોય છે.

સ.—એવી વેળાએ તમો શું કરો?

જ.—જખમની ઉપલી બાજુએ મુખ્ય ધોરી નસ ઉપર દબાણ કીધાથી શું અસર થાય છે, તે તપાસવી. જો તેવી રીતે દબાણ કીધાથી લોહી બંધ થાય તો તે ધોરીનસમાંથી વહે છે એમ જાણવું, અને તેવું દબાણ ચાલુ રાખી સફાઇદાર પાટો બાંધી દેવો.

સ.—જો એક જખમી માણસને તમે જોયો હોય, અને તેના જખમમાંથી લોહી ધીમે ધીમે વહેતું હોય અને તેનો રંગ ભુરા કાળા રંગનો હોય તો તમો કઇ નસમાંથી લોહી વહેતું ધારશો? અને તે વેળાએ તમો શું કરશો?

જ.—કાળી નસમાંથી. એવી વખતે જખમના નીચલા ભાગપર દબાણ ચાલુ રાખી પાટો બાંધી દેવો.

સ.—ધોરીનસમાંથી વહેતું લોહી અટકાવવા માટે વધુ દબાણ વાપરવું પડે કે કાળી નસમાંથી વહેતાં લોહી માટે?

જ.—ખચીત ધોરીનસમાંથી વહેતાં લોહી માટે વધારે દબાણ વાપરવું પડે છે, કારણ કે હૃદયમાંથી વહેતાં લોહીનો જોસ જે વધુ હોય છે તે નરમ પાડવો જોઇએ.

સ.—ઝીણી રગો (Capillaries) તે શું?

જ.—શરીરના માંહેલા ભાગોમાંથી વેહતાં લોહીની બારીકમાં બારીક નસો, જે ધોરીનસના છેડા અને કાળી નસ જ્યાંથી શરૂ થાય તેની વચે હોય છે.

સ.—ઝીણી રગોમાં શું કીયા ચાલે છે?

જ.—ધોરીનસ માંહેલું શુધ્ધ પોષણ આપનારૂં લોહી અત્રે શરીરના જુદા જુદા ભાગોને પોતાનો પ્રાણવાયુ (Oxygen) અને પોષણ આપે છે અને એ રીતે શરીરમાં જે બળતણ નીરંતર ચાલે છે, તેને જારી રાખે છે, અને શરીરના ઘસાઇ ગયલા ભાગોને તાજો જથો પુરો પાડે છે. એ બળતણમાંથી ઉત્પન્ન થતી "કારબોનીક એસીડ ગેસ" અને બીજા નકામા પદાર્થો અત્રે

લોહીને જઇ મલે છે, જે લોહી તેમને જુદા જુદા મેલ બહાર કાઢનારા અવ્યવો મારફતે બહાર કાઢે છે.

સ.—કાળી નસોમાંથી લોહી કુવારાની માફક આંચકા સમેટ શા માટે વેહતું નથી ?

જ.—કારણ કે ધોરીનસ મારફતે જીણી રગોમાં લોહી આવી પુગે તેટલામાંજ હરૂદયમાંથી બ બા માફક ધસારામાં જહેતો લોહીનો મોજો નરમ પડી જાય છે, અને તેથી તે મોજો કાળી નસમાં દાખલ થઇ શકતો નથી.

સ.—ધોરીનસમાંથી વેહતું લોહી અટકાવવા માટે હમેશાં દબાણની કયાં જરૂર છે ?

જ.—જખમ અને હરૂદયની વચે આવેલી ધોરીનસના માર્ગમાં કોઇએક ઠેકાણે દબાણ મેલવું.

સ.—જો એક કાળી નસને જખમ થયો હોય તો દબાણ કયાં વાપરવું ?

જ.– જયાં જખમ થયો હોય તેની સેહજ નીચેના ભાગપર દબાણ કરવું, એટલે ધોરીનસના સંબંધમાં કરવામાં આવે છે તેથી ઉલટીજ રીતે અત્રે દબાણ કરવું.

સ.—જીણી રગોમાંથી નીકલેલું લોહી કેવી રીતે પારખી શકાય છે?

જ.—જીણી રગોમાંથી વહેતું લોહી રંગે સેહેજ લાલાસપર હોય છે, અને તે ધીમે ધીમે ઝરપે છે.

સ.—જીણી રગો માંહેલું લોહી કેવી રીતે અટકાવી શકાય?

જ.—જખમ ઉપર પાધરૂં દબાણ કીધાથી.

સ.—જ્યારે લોહી વહેતું હોય ત્યારે જખમાયલો અવયવ કેવી સ્થીતીમાં રાખવો ઠીક થઇ પડશે?

જ.—ઉંચો.

સ.—માથાં અને ગરદનની મુખ્ય ધોરીનસો (Carotid arteries) નો માર્ગ કેવી રીતે સહેલાઇથી યાદ રાખી શકાશે?

જ.—એ દરેક ધોરીનસ ઘાંટીની બંને બાજુએ આવેલી છે.

સ.—આંખનાં ભવાં તથા કાનની વચેથી જે ધોરીનસ પસાર થાય છે, તે જખમાઇ હોય તો તેમાંથી નીકલતું લોહી કેવી રીતે અટકાવી શકશો?

જ.—ઘાનાં કપડાં, શણ, અથવા કાગજની એક કઠણ ગાદી બનાવીને જે સ્થળેથી લોહી વેહતું હોય તે ઉપર મુકવી, અને આગળથી સાંકડા તૈયાર કરી રાખેલા ત્રીકોણાકાર પાટાનો વચલો ભાગ ગાદી ઉપર મુકી, પાટો માથાંની આસપાસ લઇ જખમની સામી બાજુએ પાટાને વળ આપી તેના છેડા ગાદી ઉપર પાછા લાવવા અને ત્યાં તેને મજબુત ગાંઠથી બાંધી લેવા, જેથી જે સ્થળેથી લોહી વેહેતું હશે તે ઉપર વધુ દબાણ આવશે.

સ.—હાથ તરફ જતી મોટી ધોરીનસ (Brachial artery) જો બગલમાં જખમાય તો લોહી કેવી રીતે અટકાવી શકાય?

જ.—પ્રથમ જખમમાં આંગલું ખોસવું, અને હ્રદય તરફની બાજુએ લોહી નીકળતું હોય તે જગાની સેહજ ઉપરના ભાગપર દબાણ કરવું. તે પછી બારણાંની ચાવીનાં હેંડલને ગાદીની માફક કપડું વીંટાળીને તેને હાંસડીનાં હાડકાંની મધ્યે ભાગે બરોબર તેની પાછલી બોરડુ તરફ ભાર મુકવો અને પેહલી પાંસરી તરફ નીચાણમાં દબાણ કરવું, કારણ કે આ

ઠેકાણે ધોરીનસ હાંસડીનાં હાડકાં અને પેહલી પાંસલી વચેથી પસાર થાય છે.

સ.—હાથની બાજુના ભાગ માંહેલી ધોરી નસનો માર્ગ કેવી રીતે પારખી શકાય ?

જ.—બગલની અધવચ્ચેથી તે કોણીના આગળના ભાગની અધવચ સુધીની લીટી તેનો માર્ગ બતાવે છે.

સ.— કોણી આગળની ધોરીનસ કયાં હોય છે?

જ.—સાંધાની આગળી બાજુએ બરોબર વચોવચમાં.

સ.—કોણી અને કાંડી વચેની કઇ અને કેટલી ધોરીનસો હોય છે ?

જ.—કોણી આગળની ધોરીનસ થોડે છેટેથી બે ફાંટામાં વેહેચાઇને એક કાંડીની જમણી બાજુએ ને બીજી કાંડીની ડાબી બાજુ તરફ જાય છે.

સ.—હાથની કોણી અને કાંડી વચેની ધોરી નસને જખમ થયાથી લોહી વેહતું હોય તો તે અટકાવવા માટેના ચાલુ ઇલાજ કરવા આગમજ તુરત કામચલાઉ ઉપાય શું કરવો ?

જ.—કોણીના સાંધાપર ગાદી મેલી હાથને કોણી આગળથી વાળી રાખવો અથવા તો હાથીને બાજુ સાથે બાંધી લેવો.

સ.—લોહી બંધ કરવા માટે ઉપર કહેલી ધોરીનસ ઉપર દબાણ કરવા માટેનું "ટુરનીકેટ" (Tourniquet) કેમ લગાડવું ?

જ.—એક રૂમાલ અથવા ત્રીકોણાકાર પાટાની અંદર એક ગાદી અથવા કાંઇ ચપટી નક્કર ચીજ જેવી કે પથરો, વગેરે ધોરીનસના માર્ગપર મુકીને હાથનાં ઠુંઠાંની આસપાસ તે પાટો ઢીલો બાંધી દેવો, અને ઠુંઠાંની બહારની બાજુએ પાટાની અંદરથી એક લાકડી ખોસી લોહી બંધ કરવા માટે પુરતું દબાણ થાય ત્યાંસુધી વળ દેવા.

સ.—હાથની હથેલી માંહેલી જો એક ધોરી નસને જખમ થવાથી લોહી વહે તો તે કેમ અટકાવવું ?

જ.—કાંઇક નક્કર ચીજને ગોળ દડાની માફક કરી તેને કપડાંમાં વીંટાળી હથેલીમાં મુકવી અને તેની ઉપર આંગલાં વાળી દઇ મજબુત પાટો બાંધવો

અથવા હાથની કાંડી આગલની ધોરીનસો ઉપર બે ગાદી મેલી તેમને મજબુત પાટાથી બાંધી લેવી.

સ.—જાંગ માંહેલી મુખ્ય ધોરીનસનો માર્ગ કયે ?

જ.—જે ધોરીનસ પેડુમાંથી નીકલી કાતરાની વચોવચેથી અને જાંગની અંદરની બાજુએ થઇ ઘુંટણના પાછલા ભાગ તરફ જાય છે તે.

સ.—આ ધોરીનસનો માર્ગ નકી કરવામાં કયું સાધન મદદગાર થઇ પડે છે ?

જ.—કાતરાની બરોબર વચેથી ઘુંટણનાં ઢાંકણની (Knee-cap) અંદરની કોર સુધી એક સીધી લીટી દોરવી અને તે લીટી ધોરીનસના ઉપરના માર્ગને લગભગ મલતી આવશે.

સ.—જાંગના કેટલા ભાગ સુધી તે ધોરીનસ ઉતરી આવે છે ?

જ.—આસરે બે ત્રતીઆઉંસ ભાગ સુધી.

સ.—ત્યાર પછી તેનું શું થાય છે ?

જ.—જાંગનાં હાડકાંની અંદરની બાજુ ઉપર એક નલીમાંથી પસાર થઇ તે ઘુંટણના સાંધાની પછવાડેના ભાગ સુધી ઉતરે છે.

સ.—પગના નળાની અંદર કેટલી ધોરી નસો છે?

જ.—ઉપર કહેલી જાંગની ધોરીનસ, ઘૂંટણના પાછલા ભાગ સુધી આવીને તેના બે ફાંટા થાય છે અને તે એક નળાની અંદરની અથવા પાછલી બાજુએ અને બીજી બહારની અથવા આગલી બાજુએ જાય છે.

સ.—પગની ઘૂંટી આગળ કઇ ધોરીનસો આવેલી છે?

જ.—એક ધોરીનસ બહારની સપાટી ઉપર લગભગ વચ્ચમાં આવેલી છે, અને બીજી ધોરીનસ ઘુંટીના સાંધાનું અંદરનું હાડકું બહાર નીકલી આવ્યું છે તેની પછવાડે બરોબર નીચાણમાં વાંક લઇને પસાર થાય છે.

સ.—પગના નળા માંહેલી ધોરીનસમાંથી નીકલતું લોહી કેમ અટકાવી શકાય?

જ.—જાંગ માંહેલી ધોરીનસ ઉપર હાથના અંગુઠાથી દબાણ ચાલુ કીધાથી અથવા "ટુરનીકેટ" નામનું રબરના પટાનું ઓજાર બાંધ્યાથી લોહી બંધ

કરી શકાય છે: જો જખમ ઘુંટણુની હેઠલના ભાગમાં થયો હોય તો ઘુંટણુના સાંધાની વચમાં ગાદી મેલી પગને જાંગ તરફ વાળી દઇ બાંધી દેવો?

સ.—જો પગનાં તળીયાં માંહેલી ધોરીનસપર જખમ થયાથી લોહી વહેવા માંડે તો તે કેમ અટકાવવું?

જ.—સાંધાની આગલી બાજુ ઉપર એક અને ઘુંટીનાં અંદરનાં હાડકાંની બરોબર પછવાડે બીજી એમ બે ગાદી મેલી મજબુત પાટાથી બાંધી લેવી.

સ.—પગની ગંઠઇ ગયલી અને ફુલી આવેલી કાળી નસ (Varicose vein) ફાટે તો શું કરવું?

જ.—જે જગાએથી લોહી નીકળતું હોય તે જગા ઉપર ઘાનાં કપડાંની ચઢ ઉતર ગાદી મેલી મજબુત પાટાથી બાંધી લેવી અને પગને કાંઇ ચીજનો ટેકો આપી ઉંચો રાખવો. ગાદી બનાવવામાં આવે અને પાટો તૈયાર કરવામાં આવે તે આગમજ જખમની નીચેના ભાગપર અંગુઠાનાં દબાણથી લોહીને વહી જતું અટકાવવું.

સ.—ફેફસાંમાંથી લોહી પડે તો શું કરવું ?

જ.—તુરતજ દાકટરને તેડાવી મંગાવવો. દરદીને જેમ આરામ થાય તેમ સુવાડવો, અને તેને તદન હીલો આંચકો નહી લાગે તેની સંભાળ લેવી. તેને કાંઇ હાલવા કે વાત ચીત કરવા દેવો નહીં, અને બનતાં સુધી તેને સેહજ પણ ઉશકેરાવાનું કારણ નહીં મળે તેની સાવચેતી રાખવી. તેની સાથે સાવધપણે અને શાંત મનથી કામ લેવું. જો બરફ મળી શકે તો તે છાતીપર મુકવું, નહીં તો થંડાં પાણીના કટકા છાતીપર મુકવા. દરદીને બરફ ચુસવા આપવું, પણ કોઇપણ જાતનો દારૂ ગરમ ખોરાક કે ચાહ કોફી જેવું ગરમ પીણું આપવું નહીં.

સ.—નાકમાંથી લોહી વહે તો તે શું એકદમ બંધ કરશો ?

જ.—નહીં.

સ.—શા માટે નહીં ?

જ.—જો સાધારણ થોડા જથામાં લોહી વહેતું હોય તો સારૂં, કારણ કે કેટલીકવાર નસોમાં લોહીનો જોસ વધુ હોવાથી પોતાની મેળે ખુદરતી રીતે નાક-

માંથી લોહી વહે છે, જેથી આરામ થાય છે, અને માથે લોહી ચઢી જતું અટકે છે, અને તેથી વધુ દુઃખ થતું નથી.

સ.—જો લોહી નાકમાંથી ઘણાં જોરમાં વેહતું હોય અને તે લાંબો વખત સુધી નીકલ્યાજ કરે તો શું કરવું ?

જ.—દાકટરને તુરત બોલાવી મંગાવવો; કારણુકે આવી રીતે વેહતું લોહી અટકાવવું ઘણું મુશ્કેલ થઇ પડે છે, અને તેટલા માટે જીંદગી જોખમમાં આવી પડવાનો સંભવ ઉભો થાય છે.

સ.—દાકટર આવે તેની રાહ જોવામાં આવે તેટલા વખતમાં અથવા તો નરમ પ્રકારના કેસની સારવાર કરતી વખતે શું કરવું ?

જ.—દરદીની ગરદનથી કમર સુધીનાં સઘળાં કપડાં ઢીલાં કરી નાખવા, અને દરદીનું માથું ઉંચું પણ સેહજ પાછળ નાખવું. અને બંને હાથ માથાંની ઉપર લેવા. પાણીનાં વાસણપર અથવા છાતી આગળથી માથાંને વાંકું વાળવું નહીં. ઠંડા પાણીમાં બોળેલાં

બાટલાંથી, કુંચીથી અથવા સૌથી સરસ બરફના ટુકડાથી ગરદનની પાછળ ઠંડક આપ્યા કરવી, અને તેજ વખતે નાકને પણ ઠંડક લગાડવી.

સ.—જો ઉપલા ઇલાજ નીષ્ફળ નીવડે તો પછી શું કરવું ?

જ.—જો એક નાની પીચકારી નજદીકમાં હોય તો તેથી ઠંડું પાણી અથવા એક પ્યાલા પાણીમાં એક ચમચો ફટકી નાંખી તેનું "સોલ્યુશન" બનાવી નાકમાં તેની પીચકારી મારવી.

સ.—જો આ ઇલાજ પણ નીષ્ફળ નીવડે તો ડાકટર આવી પુગે તે આગમજ બીજો કયો ઉપાય કામે લગાડવો ?

જ.—ઠંડાં પાણીમાં બોળેલાં ઘાનાં કપડાંનો (lint) થોડો કકડો અથવા જો તે નહીં હોય તો જુનાં શણનાં કપડાંનો લાંબો ટુકડો નાકમાં દાબવાની કોશેશ કરવી, અને તેને સુઇઆથી અથવા પેનનાં હેંડલથી ધીમેધીમે અંદર ખોસવો. અને તેનો નાકેનો છેડો થોડો બહાર રેહેવા દેવો.

સ.—એવી વેળા બનતાં સુધી કઇ ચીજ નહીં કરવાની સંભાળ રાખવી ?

જ.—દરદીને નાકમાંથી લીંટ કાઢવા દેવી નહીં, તેમજ નાકમાં બંધાયલા લોહીના ગલફા કાઢવા દેવા નહીં. દરદી બેશુદ્ધ થઇ જાય એમ માલમ પડે નહીં ત્યાંસુધી કોઇબી જાતનું દારૂડી પીણું તેને આપવું નહીં. જો તે આપવાની જરૂર પડે તો ઘણાજ થોડા જથામાં અને સાવચેતીથી આપવું. જો દરદી એકાદ ઓરડામાં હોય અને તે ઓરડો તદન ગરમ થઇ ગયલો હોય તો બારી ઉઘાડવાને અને દરદીનાં માથાં અને ગરદનપર હવા છુટથી આવજા કરે તેવા ઉપાય લેવાને ચુકવું નહીં.

સ.—શરીરના અંદરના ભાગોમાં લોહી વહેતું હોય તો તેની નીશાની શું ?

જ.—(ક) શક્તી ઝડપથી કમી થઇ જાય છે.
(ખ) ચેહેરો અને હોઠ ફીકા મારી જાય છે.
(ગ) હાથ પગ થંડા થઇ જાય છે.
(ઘ) ખાસ કરી જ્યારે દરદી તત્તાર ઉભો રહયો હોય છે ત્યારે ફેર અને ચક્કર આવવા માંડે છે.

(ચ) દચકાં અને બગાસાં ખાતો હોય તેમ દમ ઘણો ઝડપથી અને મુશ્કેલીથી ખેંચવામાં આવે છે.

(છ) નાડ હાથમાં આવતી નથી અને હાથના પોંહચા આગળથી તે ગુમ થતી જાય છે.

(જ) દરદીને ઘણી બેચેની લાગે છે અને હવાને માટે હાથ અછાડપછાડ કરે છે, તથા ચોકકસ ભાગ તરફ તેને દુખારો થાય છે.

(ઝ) બેશુદ્ધી આવે છે.

સ.—એવી વેળાએ શું કરવું ?

જ.—દરદીને ચત્તો રાખવો અથવા તેનાં શરીરનો નીચલો ભાગ માથાં કરતાં ઉંચો રાખવો. ગરદનની આસપાસનાં કપડાં કાઢી નાખવાં. હવાને છુટથી આવજા કરવા દેવી. દરદીને પવન નાખવો. મોઢાંપર થંડું પાણી છાંટવું. નાકમાં "સ્મેલીંગ સોલ્ટ" સુંઘાડવું. દરદીને બરફ ચુસવા આપવું, અથવા ઠંડું પાણી પાવું. પગથી થાપા સુધી અને હાથથી ખભાં સુધી રૂ વીંટાળી સાદા અથવા ફલેનળના ( અમથા ) પાટા

બાંધવા. લોહી વેહતું બંધ થાય અથવા તે કાબુમાં આવે ત્યાંસુધી કોઇપણ જાતનો દારૂ કે કેફી પીણું આપવું નહીં.

સ.—ફેફસાંમાં થયલા જખમની શું નીશાનીઓ હોય છે ?

જ.—દમ લેવામાં નડતી મુશ્કેલી, બેશુદ્ધી, લાલ અને ફીણવાલાં લોહીની ઓકારી, શરીરના આસપાસના ભાગોમાં અથવા છાતીમાં હવાનું નીસરી જવું. ચેહરાપર ફીકાશ, ધીમોધીમો દમ લેવો, નાડનું નબળું પડવું, ડચકાં તથા બગાસાં ખાવાં, લવારો બકારો કરવો અને જો અંદરના અવ્યવમાંથી લોહી વહેવું ચાલુ રહે અને છાતીના ગાળામાં લોહી એકઠું થાય તો મુર્ચ્છા આવી દરદી બેભાન થાય છે.

સ.—એવી વેળાએ શું કરવું ?

જ.—દરદીનું માથું નીચું રાખવું, બરફ ચુસવા આપવું, અને ઇજા પામેલા ભાગ ઉપર બરફ લગાડવું. દરદીને ઇજા પામેલી બાજુ તરફ કોર વળાવવી કે જેથી સાજી બાજુનાં ફેફસાંથી બરાબર દમ લેવાઇ

શકાય. જો કાંઇ સપાટી ઉપર જખમ થયા હોય તો સાફ ડ્રેસીંગ વગેરે લગાડવો.

સ.—પેડુના જખમ કઇ બે રીતે પડી શકે?

જ.—ઉભા અથવા આડા.

સ.—જો પેડુ ચીરાઇ જાય તો શરીરનો કયો અવ્યવ બહાર નીકળી પડે?

જ.—આંતરડાં.

સ.—જો પેડુ ઉપર જખમ ઉભો થયો હોય તો શું કરવું?

જ.—દરદીને ચત્તોપાત સુવરાવવો અને તેના પગ સીધા રાખવા; સુકાં ઘાનાં કપડાંની ગાદી જખમ ઉપર બાંધવી અને શરીરની આસપાસ મજબુત પાટો બાંધવો.

સ.—જો ઘા આડો પડયો હોય તો સૌથી સરસ બરદાસ્ત કેવી રીતે કરવી?

જ.—પેડુની દીવાલના સ્નાયુઓ ઢીલા થાય એવી રીતે ઘૂંટણ વાળવાં અને જખમની બંને કોર એક બીજા સાથે મલે એવી રીતે ખભાં ઉંચાં કરવાં; અને ગાદી મુકી પાટો બાંધી લેવો.

સ.—પેડુની દીવાલમાં પડેલા જખમમાંથી આંતરડાં અથવા બીજા અંગો બહાર નીકળી પડે તો તેવી વેળાએ શું ઉપાય કરવા ?

જ.—દરદીના પગ તરફની બાજુ ઉંચી કરવી, અને પગો ઘુંટણમાંથી વાળવા તથા આપણા પોતાના હાથ ગરમ પાણી અને સાબુથી બરાબર સાફ કરી, ધાનાં કપડાંનો એક ચોરસ મોટો સફાઇદાર ટુકડો લઇને તેને કકરતાં ગરમ પાણીમાં બોળી રાખી નીચવી કાઢીને દાકટર આવે ત્યાંસુધી તેને બહાર નીકળી આવેલાં આંતરડાંપર ઢાંકી રાખવો તથા તુરત દાકટરને બોલાવી મંગાવવો.

**સુચના :**—પેડુમાંથી પડતાં લોહીની સારવાર છાતીપરથી પડતાં લોહીની સારવારની માફકજ કરવી. એવા સઘળા સંજોગોમાં દાકટરને બોલાવી મંગાવવામાં બીલકુલ ઢીલ કરવી નહીં.

જો દરદી એકાદ ઓરડામાં હોય અને તે ઓરડો જો તદન ગરમ હોય તો બારી ઉઘાડી માથાં અને ગરદન ઉપર છુટથી હવા આવજા કરે તેમ કરવાને ચુકવું નહીં.



# હાડકાંનું ભાંગવું.
# FRACTURE.

સ.—જુદાં જુદાં કયાં કારણોથી હાડકું ભાંગી શકે છે?

જ.—(ક) હાડકાંપર સીધી રીતે ભાર પડવાથી; એટલે જે ઠેકાણે મજબુત ફટકો પડયો હોય, અથવા બંદુકના સળયાથી અથવા ગાડીનું પૈડું ફરી ગયાથી હાડકું ભાંગી જાય તે. (ખ) બીજી રીત,–હાડકાંપર આડકટરી રીતે ભાર પડયાથી; એટલે જે ઠેકાણે ભાર પડયો હોય તેથી થોડે દુરનું હાડકું ભાંગે તે; જેમકે કુદકો મારતાં માથાંની ખોપરી અથવા જાંગનું હાડકું ભાંગી જાય, અથવા ભોંયપર પડી જતાં હાથ લાંબા કરવાથી હાંસડીનું હાડકું ભાંગી જાય, (ગ) ત્રીજી રીત–સ્નાયુઓનાં એકાએક થતાં ખેંચાણનાં જોરથી ઘુંટણની ઢાંકણી (Patella) અથવા કોણીની પછવાડેનું હાડકું કોઇ વેળા ભાંગી જાય છે.

સ.—હાંડકાં ભાંગવાના કેટલા પ્રકાર હોય છે?

જ.—ચાર મુખ્ય પ્રકાર.

સ.—તે પ્રકારો કયા કયા છે ?

જ.—સાદો પ્રકાર; બહારના જખમવાળો પ્રકાર; ચુરેચુરાવાળો પ્રકાર; અંદરના જખમવાળો પ્રકાર.

સ—**સાદો પ્રકાર** તે કયો ?

જ.—આ પ્રકારમાં હાડકું ભાંગીને તેના ભાંગેલા છેડા માંસ ચીરીને ચામડીની બહાર આવતા નથી, તેમજ એવા જખમથી બાહેરની હવા શરીરના અંદરના ભાગમાં દાખલ થઇ શકતી નથી.

સ.—બહારના જખમવાલો પ્રકાર કયો ?

જ.—**એ પ્રકાર** એવો છે કે જેમાં હાડકું ભાંગવા સાથેજ ચામડીમાં જખમ થાય છે, જેથી હાડકાંના ભાંગેલા છેડાઓ બહાર નીકળી આવી બાહેરની હવાને જખમમાં દાખલ થવાનો રસ્તો કરી આપે છે.

સ.—ચુરેચુરાવાલો પ્રકાર તે કયો ?

જ.—હાડકાંના બે કરતાં વધુ ટુકડા થઇ ચુરો થાય છે તે.

સ.—અંદરના જખમવાલો પ્રકાર તે કયો ?

જ.—એ પ્રકારમાં હાડકું એટલાં બધાં જોરથી ભાંગે છે કે જેથી સ્નાયુઓ, ધોરીનસો, તથા તંતુઓનો છુંદો થઇ જાય છે. એ પ્રકારમાં વળી ફેફસાં, અથવા

હૃદય, કલેજાં, અથવા તલ્લીને ભાંગેલી પાંસલીનાં હાડકાંથી જખમ થાય છે.

સ.—સાદા તથા બાહેરના જખમવાલા પ્રકારમાં ફેર શું હોય છે?

જ.—પેહલામાં ચામડીના જખમની ગેરહાજરી હોય છે; જ્યારે બીજામાં તેવા જખમની હાજરી હોય છે, જેથી હાડકાંના ભાંગેલા છેડાઓ સુધી હવા દાખલ થઇ શકે છે. આવી રીતે ભાંગેલાં હાડકાં સારા થતાં બહુ મેહેનત આપે છે.

સ.—બચાંઓમાં કેવી રીતે હાડકું ભાંગી શકે છે?

જ.—બચાંઓમાં તેમનાં હાડકાં નરમ હોવાથી તે સંપુર્ણ ભાંગી જતાં નથી, પણ તે મરડાઇ જાય છે, અથવા તેમાં ફાટ પડે છે.

સ.—"ઇમપૅકટેડ ફ્રેક્ચર" (Impacted Fracture) શાને કહે?

જ.—એ પ્રકારમાં હાડકાંના ભાંગેલા છેડા એક બીજામાં દાખલ થઇ મજબુત ચોંટી બેસે છે.

સ.—હાડકું ભાંગ્યુ છે એ કેમ માલમ પડે?

જ.—(૧) ભાંગેલા અવ્યવમાં હીલચાલ કરવાની અશકતી; (૨) તેના ઘાટ અને દેખાવમાં કાંઇ ફેરફાર માલમ પડે; (૩) જે જગ્યાએથી હાડકું ભાંગ્યું હોય તે જગાએ અસાધારણ હીલચાલ દેખાય; (૪) ભાંગેલા ભાગ ઉપર એક હાથ મુકી બીજે હાથે તેને હીલવી જોતાં કાંઇ કડકડ થતો અવાજ (crepitus) થાય; (૫) અવ્યય ખોડો થઇ જાય. (૬) ભાંગેલા અવ્યવ ઉપર આંગલાં ફેરવતાં કાંઇક ઉંચા નીચું માલમ પડે; (૭) દરદીને કાંઇ એકદમ ભાંગતું હોય એમ લાગે. (૮) જે રીતે અકસ્માત બન્યો હોય તેની સાધારણ વીગત; ઉપલી સઘળી હકીકત ઉપરથી હાડકું ભાંગ્યું છે એમ જાણવું.

સ.—હાડકું ભાંગ્યું હોય તેને બેસાડવાની કાંઇ કોશેશ કરવી કે કેમ?

જ.—નહીં.

સ.—ત્યારે તમો કેવી રીતે તેને પ્રાથમીક મદદ કરી શકો?

જ—દાકટર આવી પુગે ત્યાંસુધી ભાંગેલા ભાગને કાંમરાંમાં ફકત બાંધીને તેને આરામ આપવો.

સ—કામરાં તરીકે કઇ કઇ ચીજ ઉપયોગમાં લઇ શકાય ?

જ.—ફરવા જવાની લાકડી, છત્રી, લાકડાંના ટુકડા, દારૂની બાટલીનાં ઘાસનાં ખોલાં, હલકી કાગળની પેટીના ટુકડા, કારડ બોકસ, ઘાસની પુલી, વાડની ડાંખલીઓ, કામરાંના આકારમાં બાંધેલી ઝાડની ડાલીઓ, ઘડી વાલેલાં ન્યુસપેપરો, સીપાઇનો દંડુકો, કૅાસ્ટેબલનો પટો, વગેરે.

સ.—એક શરીરનો અવ્યય ભાંગેલો ધારવામાં આવે અથવા તે ભાંગો છે એવો ખ્યાલ આવે તોપણ હાડકાં ભાંગે તેની નીશાની શોધી કાઢવા માટે તે અવ્યવને કોઇબી રીતે ગતી આપી હલાવી જોવો કે નહીં ?

જ.—નહીં. ફકત તે અવ્યવને કામરાંમાં બરોબર ગોઠવી દેવો અને હાડકાં ભાંગાં છે કે કેમ તે દાકટરને તપાસવા દેવું.

સ.—કામરાં બાંધતી વખતે જે જગ્યાએથી હાડકું ભાંગી ગયું હોય તેજ જગાપર પાટો બાંધવો શું બરોબર છે ?

જ.—નહીં; જ્યાંથી હાડકું ભાગ્યું હોય તેની ઉપર અને તેથી થોડું નીચે એમ બે ઠેકાણે બાંધવો.

સ.—હાડકું ભાંગે ત્યારે પ્રાથમીક મદદ આપતી વેળા શું કપડાં કાઢી નાખવાની જરૂર છે?

જ.—નહીં, કારણ કે તેઓ ગાદીઓ તરીકે કામ લાગે છે.

સ.—જાંગનું હાડકું ભાંગે ત્યારે લાંબાં કામરાંના ઉપલા ભાગને શરીર સાથે બાંધતી વેળા શું સંભાળ રાખવી જોઇએ?

જ.—બગલમાં ગાદી મેળવી તથા પેડુની આસપાસ પાટો નહીં બાંધવો પણ એક પાટો છાતીની આસપાસ અને બીજો થાપાનાં હાડકાંની આસપાસ બાંધવો. પેડુપર બાંધ્યાથી ઓકારી થાય છે.

સ.—પગનાં હાડકાં ભાંગે અને તે વેળા કોઇ મદદ કરવા હાજર હોય નહીં તો કાંમરૂં શોધી લાવવા જાઓ તે આગજ શું કરશો?

જ.—ભાંગેલો પગ લાંબો કરીને આખા પગની બરોબર સાથે મેલીને બાંધી દેવો, જેથી તે થોડો વખત કામરાંની ગરજ સારશે.

સ.—શરીરના નીચલા ભાગનાં, જાંગ, પગ અથવા થાપાનાં હાડકાં ભાંગે તે વેળા કામરાં બાંધી રહ્યા પછી દરદીને તેને ઘેર અથવા આસ્પીતાલમાં લઇ જવા આગમજ સૌથી સરસ શું ઉપાય કરવો ?

જ.—બંને પગો સાથે બાંધી દેવા. વધુ સલામતી માટે પગની હેઠળ પાટયાંનો કકડો મેલી તેની સાથે બાંધી દેવો.

સ.—સાદા પ્રકારથી હાડકું ભાંગે અને તેવી વેળા દરદીને ખસેડવામાં ગફલતી થાય તો તેનું પરીણામ કેવું આવે ?

જ.—સાદા પ્રકારનું ભાંગેલું હાડકું બહારના જખમવાળા પ્રકારનું રૂપ લે.

સ.—જો પાંસલી ભાંગવાનો શક જાય, તો પાંસલીમાં આંગળું ખોસીને તેની બારીક તપાસ કરવી ડહાપણ ભરેલું છે ?

જ.—નહીં, કારણ કે તેમ કરતાં પાંસલીના ભાંગેલા છેડા ફેફસાંમાં ભોકાઇ જવાનો સંભવ ઉભો થાય છે, અને તેવી રીતે જો સાદા પ્રકારનું ભંગાણ હોય તો તે બદલાઇને અંદરના જખમવાળો પ્રકાર થઇ જાય.

સ.—ત્યારે કરવું શું ?

જ.—એક પોહળા પાટાને મજબુત ગોળને ગોળ છાતીની આસપાસ પાંસલી હાલે નહીં તેમ વીંટાળવો અને છાતી અને પેટ વચેના પડદા તથા પેડુનાં સ્નાયુઓથી દમ લઇ શકાય તેવી રીતે તે બાંધવો. પાટો બગલમાંથી તે પાંસલીના છુટા છેડા સુધી આવી શકે તેટલો પોહળો હોવો જોઇએ.

સ.—જો પાંસલી ભાંગી ગયાથી ફેફસાંને ઇજા થઇ હોય એવી નીશાની માલમ પડે અને ફેફસાંમાંથી લોહી વહે તો પાટો બાંધવો ઠીક થઇ પડશે ?

જ.—નહીં. તેવી વેળાએ દરદીને ચત્તો સુવાડી દેવો, કપડાં બધાં ઢીલાં કરી નાંખવાં, અને બરફ ચુસવા આપવું, અને તે પછી ફેફસાંમાંથી લોહી જતી વેળા કરવામાં આવતા ઉપાય લેવા. પાટાથી ભાંગેલું હાડકું ફેફસાંમાં ભોકાઇ વધુ નુકશાન કરે છે.

સ.—જો તમો કોઇ વેરાણ જગામાં અથવા કોઇ એવી જગ્યામાં ગયા હો કે જ્યાં એવો પાટો મલી નહીં શકે તો તમો શું કરો ?

જ.—દરદીનો ડગલો અથવા બદયાન છાતીની આસપાસ મજબુત વીંટાળીને બાંધી દેવો.

સ.—જો કોઇ હાડકું ભાંગે અને તેની સાથે કોઇ ધોરીનસને પણ જખમ થયાથી લોહી વહે તો પેહલાં ભાંગેલાં હાડકાંની સારવાર કરવી કે જખમી થયલી ધોરીનસની ?

જ.—જખમાયલી ધોરીનસની પ્રથમ સારવાર કરવી, કારણ કે જો લોહી અટકાવવામાં નહીં આવે તો તેથી દરદીનું મરણ પણ નીપજવાનો ભય ઉભો થાય છે.

સ.– જો ખભાંની ઢાલનું હાડકું ભાંગે તો તે કેમ બેસાડવું ?

જ.—પાંસલીની માફકજ છાતીની આસપાસ પાંસલી સુધી એક પોહોળો પાટો બાંધવો, અને દરદીથી ખમી શકાય તેટલો જોરમાં કાખની નીચે છાતીની આસપાસ સરખો મજબુત પાટો બાંધવો.

સ.—બરડાની કરોડ ભાંગે તો શું કરવું ?

જ.—લાંબા કામરાં, લાકડીઓ, ઝાડુના દાંડાઓ, છત્રી અથવા ફરવા જવાની લાકડીથી પાટા બાંધી શરીરને તદન જડ કરી નાખવું. ત્યારપછી એક ચાદર અથવા ઢાબલી દરદીની નીચેથી સેરવી દઇ

દરદીને તૈયાર બનાવેલાં અથવા કામચલાઉ સ્ટ્રેચર-પર સંભાળથી અને સરખો ઉંચકવો. દરદીને ખસેડતી વેળા ઘણીજ સંભાળ કરવી.

સ.—ઘુંટણની ઢાંકણી (Patella) ભાંગી જાય તો તેનો શું ઇલાજ કરવો ?

જ.—પગને તળ્યાંમાંથી પકડીને ઉંચો કરવો, અને તેની નીચે પાટ્યું અથવા બે છત્રી કે ફરવા જવાની લાકડી મેલીને પગને મજબુત પાટાથી બાંધી દેવો.

સ.—હાથની ઝોળી બનાવવા સારૂં કાંઇ કપડું નહીં હોય તો તે તાબડતોબ બીજી કઇ રીતે બનાવવી ?

જ.—દરદીના ડગલાની નીચલી કોરને ઉપર વાળી દઇ તેમાં હાથ મેલીને તે કોરને છાતી આગળ ટાંચણી મારી દેવી.



# હાડકું ભાંગે તે વેળાએ સારવાર કરતી વેળા ધ્યાનમાં રાખવા જોગ કાનુનો.

સ.—હાડકાં જે રીતે ભાંગે તેની સારવારમાં પેહલી ચીજ શું ધ્યાનમાં રાખવી?

જ.—વધુ ઇજા નહીં થાય તેની સંભાળ રાખવી, અને ખાસ કરીને સાદા પ્રકારનો ભંગાણ બહારના જખમવાલો અથવા અંદરના જખમવાળો પ્રકાર નહીં થાય તેની સાવચેતી રાખવી.

સ.—એ મતલબ કેમ પાર પાડી શકાય?

જ.—ઇજા પામેલો ભાગ હીલચાલ નહીં કરી શકે તે માટે તાબડતોબ કામરાં અને પાટાથી બાંધી લેવો, પણ તેમ કરતાં જે સ્થળે ઇજા થઇ હોય તે ભાગની ઉપર અને નીચેના સાંધાને આરામ મલે તેમ તે બાંધવો.

સ.—કામરાં અને પાટા તૈયાર કરવામાં આવે તેટલો વખત શું કરવું ?

જ.—કોઈબી જાતની હીલચાલ નહીં થાય તે માટે ભાંગેલા અવ્યવને સરખો કરી તેને ટેકો આપવો.

સ.—સીપીનું હાડકું (Sternum) ભાંગે ત્યારે શું કરવું?

જ.—સઘળાં ટાઇટ કપડાં ઢીલાં કરવાં; દરદીને આરામ થાય એવી રીતે સુવાડવો, અને દાકટર આવી પુગે ત્યાંસુધી થોભવું. કોઇબી જાતની એકાએક હીલચાલ કે બેદરકારીથી વધુ ઇજા થાય નહીં તેની સંભાળ રાખવી.

સ.—થાપાનું હાડકું ભાંગ્યું છે એમ તમે શા ઉપરથી પારખી શકો ?

જ.—થાપાની બાજુમાં કચડી નાખે એટલો ભાર પડયો હોય અને દરદીથી ચાલી અથવા ઉભું રહી નહીં શકાય અથવા ઘણી મુશ્કેલી અથવા વેદના વગર નીચલા અવ્યવોથી હીલચાલ કરી નહીં શકાય અને પગ, જાંગ વગેરે હાડકાંને કંઇ ઇજા નહીં થઇ હોય તો થાપાનું હાડકું ભાંગેલું ધારી શકાય.

સ.—થાપાનું હાડકું ભાંગે તો કઇ સારવાર ઠીક થઇ પડશે ?

જ.—દરદીને ઘણામાં ઘણો આરામ થાય એવી રીતે સુવાડવો, તેના થાપાની આસપાસ એક પોહોળો પાટો બાંધવો પણ તે બાંધતી વેળા સંભાળ રાખવી કે ભાંગેલાં હાડકાં અંદરના બીજા અવ્યવોને દાબી નહીં નાખે. દરદીની મરજી માફક પગોને વાળવા અથવા સીધા રાખવા, અને બરડાની કરોડ ભાંગે તે વેળા જેટલી સંભાળથી તેને હીલચાલ કરવા દેવામાં આવે તેમ કરવું.

સ.—માથાપર સખ્ત માર પડયાથી માથાની ખોપરી ભાંગે અને નાક, આંખ, અથવા કાનમાંથી લોહી વહે તો તેનો શો ઉપાય કરવો ?

જ.—માથાંની ખોપરીપર થયલા જખમમાંથી વેહતું લોહી દબાણ વાપરી અટકાવવું. દરદીને આરામ સાથે દમ લઇ શકે તેવી રીતે સુવડાવવો ; અને માથું ઉંચું રાખવું, સઘળાં ટાઇટ કપડાં કાઢી નાખવાં ; દરદીને છાંયડામાં લઇ જવો અને માથાપર ઠંડા કટકા અથવા બરફની કોઠળી ફેરવવી.

# સાંધાનું ઉતરવૂં તથા લચકુ.
# SPRAIN AND DISLOCATION.

સ.—સાંધો ઉતરેલો છે કે મોચવાયલો છે તે કેવા આકારપરથી પારખી શકાય?

જ.—સાંધો જો ઉતરેલો હોય તો તેની આસ પાસની બધી બાજુ સરખી નથી હોતી પણ એક બાજુ ઉંચી અને બીજી બાજુ નીચી હોય છે. સાંધાની આસપાસનો સોજો બધી બાજુએ એક સરખો હોય છે.

સ.—જો આપણાં ઘેરથી અથવા કોઇબી ઘરથી દુર આપણી ઘુંટી લચકાઇ જાય તો શું કરવું?

જ.—પગમાં પહેરેલાં બુટ અથવા સ્ટૉકીંગ કાઢી નહીં નાંખવાં; એક પાટાથી અને જો પાટો નહી હોય તો રૂમાલ, પટો વગેરેથી કામચલાઉ પાટો બનાવી પગની તળી તથા ઘુંટી મજબુત બાંધી લેવાં. પાટાને ભોંયપર પોહોળો કરી

તેની બરાબર વચમાં પગની પાટલી મુકવી, પણ અંગુઠો પાટાની ટોંચ આગળ રાખવો. પછી પાટાના બેઉ છેડાઓને પગની પાટલીની બંને બાજુએથી ઉપર વાળીને ક્રૉસ કરી ઘુંટીની આસપાસ થઇ પછવાડે લઇ જવા અને ત્યાંથી પાછા ક્રૉસ કરી આગળ લાવી ગાંઠ મારી દેવો.

સ.—બુટ અને મોજાં કેવી રીતે કાહડવાં?

જ.—તેમને ખેંચી નહીં કાઢવાં. પણ જરૂર પડે તો કાપીને કાઢી નાખવાં.

સ.—સાંધો મોરચાય (Sprain) તો શું કરવું?

જ.—સાંધામાંથી હાડકું ઉતરી ગયું છે અથવાં હાડકું ભાંગ્યું છે કે કેમ તેની ખાત્રી કરવા દાકટરને બોલાવવો. સાંધાને તદન આસાયશ મળે એવી રીતે રાખવો, અને ગરમ અથવા ઠંડું પાણી તેપર વારંવાર રેડયા કરવું. જો પાણી ગરમ હોય તો તે ખમાઇ શકે તેટલું ગરમ રાખી તેમાં સાંધાને બોળવો અને તેને એક દોઢ કલાક સુધી તેવીજ હાલતમાં રાખવો; ત્યારપછી મોટી ગરમ થુલાંની અથવા બીજી

પોલ્ટીસ કરવી. જો પાણી ઠંડું હોય તો ઠંડાં પાણીના પાટા બાંધવા. સર્વથી સરસ રીત તો એજ કે સાંધાની આસપાસ મોટા જથામાં રૂ વીંટાળી તે ઉપર મજબુત પાટો બાંધી દેવો.

સ.—સાંધો ઉતરેલો છે (Dislocation) એમ કેમ પારખી શકાય ?

જ.—જો ઇજા પામેલા સાંધાને સાજા સાંધા સાથે સરખાવ્યે તો (૧) સાંધાના આકારમાં ફેરફાર જણાશે; (૨) હીલચાલ સેહજબી કરવા જતાં ઘણીજ વેદના થશે; (૩) સાંધો હીલવવા જતાં ઘણીજ મુશ્કેલી લાગશે.

સ.—સાંધો ઉતરે તો શું ઉપાય કરવો ?

જ.—સાંધો ઉતર્યો છે એવો શક જતાં તેને આરામ મળે તેવી રીતે ગોઠવ્યા અને તેને સારી પેઠે શેક કીધા સીવાય તેની કોઇ પણ જાતની વધુ સારવાર કરવી નહીં. તેને જેમનો તેમ રાખી દાકટરને તેડાવી મંગાવવો.



# પાણીમાં ડુબવું.

## DROWNING.

સ.—જો કોઇ માણસને તરતાં આવડતું નહીં હોય અને તે પાણીમાં પડયાથી ડુબી જવાની ધાસ્તીમાં હોય તો તે પોતાને કેમ બચાવી શકે?

જ.—(૧) ડુબતા માણસે પોતાનું મોઢું ઉંચું રાખવું. (૨) ફેફસાં હવાથી સારી પેઠે ભરેલાં રાખવાં. (૩) પાણીમાંથી હાથ ઉંચા નહીં કરવા. શરીરનું વીશેષ ગુરૂત્વ (Specific gravity) પાણીનાં ગુરૂત્વ કરતાં હલકું હોયાથી શરીર પાણીમાં ઉપર ને ઉપર તરી શકે છે. જેમ છાતી હવાથી ભરેલી હોય અને મોઢું અને નાક સીવાય જેમ શરીર પાણીમાં વધુ વાર રહે તેમ તે વધુ વાર તરતું રહેવાની ખાત્રી આપે છે. મદદ માટે બુમ પાડવા મોઢું ઉઘાડવાથી તેમજ પાણીમાંથી હાથ બહાર કાઢયાથી ડુબી મરવાની ધાસ્તી હોય છે.

સ.—પાણીમાં ડુબવાથી કઇ રીતે મરણ નીપજેછે?

જ.—હવાને બદલે પાણી જ્યારે ફેફસાંમાં ભરાય છે ત્યારે; એવી વેળાએ ડુબતો માણસ બેભાન થાય છે, તેનું હરૂદય ચાલતું નથી અને તેનાથી દમ લેઇ શકાતો નથી તથા દમ લેવાની નળીનો રસ્તો બંધ થઇ જાય છે.

સ.—જો ફેફસાંમાં પાણી દાખલ થયું હોય તો તેની નીશાની શું?

જ.—ચેહરાપર સોજો આવેલો અને તે કાળો દેખાય છે. હોઠ કાળા પડી જાય છે; આંખ લાલચોળ હોય છે; મોઢાંમાં, દમ લેવાની નળીમાં અને ફેફસાંમાં ફીણવાલું પાણી હોય છે.

સ.—આવી વખતે જીંદગી માટે શું ભારે તરફડયાં મારવાં પડે છે?

જ.—હા.

સ.—શું ડુબેલા માણસોને ફકત દેખાવમાંજ મરણ પામેલા તરીકે ધારી તેમની સારવાર કરવી ઠીક થઇ પડશે?

જ.—હા, કારણકે ખરી રીતે તો પાણીમાં ઘણાએક કલાકો કહાડયા પછી પણ ઘણી વેળા જીવ જતો નથી.

સ.—લાંબો વખત સુધી સજીવન કરવાની કોશેશ ચાલુ રાખ્યાથી ડુબેલા માણસને સજીવન કરવામાં નથી આવ્યા?

જ.—હા, ઘણા દાખલાઓમાં એવી કોશેશોથી માણસો સજીવન થયા છે.

સ.—ડુબેલા જેવા માણસની સારવાર કરવામાં કઇ મુખ્ય ચીજો ધ્યાનમાં રાખશો?

જ.—તુરત દાકટરને બોલાવવા માણસને મોકલવો. બીજા માણસ પાસ સુકાં ગરમ કપડાં તથા ધાબળી મંગાવવી. ગરદન અને છાતીઆગળનાં કપડાં કાઢી નાખવાં, અને છાતી લુછી નાંખી સુકી કરવી. તેનામાં દમ ચાલુ કરવો અને દમ ચાલુ થયા પછી તેનામાં ગરમી ઉત્પન્ન કરી લોહી છુટથી શરીરમાં ફરે તેના ઉપાય કરવા.

સ.—દમ તમો પાછો કેમ ચાલુ કરશો?

જ.—(૧) દરદીને ભોંય ઉપર ઉંધો સુવાડી હોજરીની નીચે એક ગાદી અથવા ઘડી વાળેલો ડગલો મુકવો અને દરદીનો એક હાથ વાળી તેની ઉપર તેનું કપાળ ટેકવવું. આમ કીધાપછી જ્યાં ગાદી મુકી હોય ત્યાં પીઠઉપર દબાણ કીધાથી પેટમાંહેલું પાણી

મોંઢાં વાટે બહાર નીકળશે. જીભ બહાર ખેંચી કાઢી, દોરી અથવા રબર વડે જડબાં સાથે બાંધી દઇ મજબુત રાખવી, જેથી ફેફસાંમાં હવા દાખલ થઇ શકે. મોઢુ લુછીને સાફ કરવું. (૨) તે પછી દરદીને ચત્તોપાટ કરવો, અને "સ્મેલીંગ સૉલ્ટ" અથવા તપકીર મળી શકતાં હોય તો તે સુંઘાડવાં, નહીં તો ગળાંમાં કાંઇ પીછું ફેરવવું. જો એકદમ દમ લેવાનું શરૂ નહીં થાય તો પછી દમ ચલાવવાનું કામ (Artificial respiration) શરૂ કરવું.

સ.—પાણી પેટમાંથી કાઢી નાંખવા માટે દરદીને ઉંધે મસ્તક પકડવો અથવા કોઇ જાલી ઉપર તેને લટકતો રાખવો શું ઠીક થઇ પડશે ?

જ.—ખચીતજ નહીં.

સ.—દરદીને પાછો હોંશમાં લાવવા માટે જોઇતી સારવાર કરવા આગમજ તેને ઘેરમાં લઇ જવામાં આવે ત્યાં સુધી તેની સારવાર કરવામાં ખોટી થવાની જરૂર છે ?

જ.—ખચીતજ નહીં. જ્યાંસુધી ઘણીજ તોફાની રૂતુ બહાર હોય નહીં ત્યાંસુધી દરદીને છાંયડામાં લાવવા આગમજ તાબડતોબ જ્યાં અકસ્માત બન્યો હોય ત્યાંનેત્યાંજ તેની સારવાર કરવી.

સ.—દાક્ટર સીલવેસ્ટરની રીતે દંમ આપવાનું કામ કેમ ચાલુ કરવું ?

જ.—દરદીને ચત્તોપાટ સુવાડવો; તેનાં ખભાં ઉંચકીને ખભાં નીચે કાંઇ કપડાં અથવા ગાદી જેવું કરી તેમને તેની ઉપર ટેકવવાં, જેથી માથું બરોબર નીચે પડે. જીભ જો બહાર ખેંચી નહીં હોય તો તે બહાર ખેંચી રાખવી અને તેને દોરી અથવા રબરથી હડપચી સાથે મજબુત બાંધી રાખવી. ગરદન અને છાતી આગળનાં સર્વે કપડાં કાઢી નાંખવાં. દરદીનાં માથાં પછવાડે ઘૂંટણુ મરડી બેસી તેની કોણીની ઉપરનાં હાથનાં ઠુંઠાં કાંડી આગળથી પકડવાં, અને તેમને માથાં ઉપર ધીમે ધીમે લાવવાં અને તેમને તેવી હાલતમાં બે પળ સુધી રાખવાં. બંને ઠુંઠાં છાતીની અડોઅડ જોરથી દબાવીને છાતીની બાજુમાં નીચે લેઇ જવાં અને બે પળ રહીને પાછાં માથાની ઉપર લઇ જવાં. આ પ્રમાણે દાકટર આવે ત્યાંસુધી દર મીનીટે પંદરવાર કર્યા કરવું.

સ.—જો હવા ઠંડી હોય, તો દમ ચાલુ કરવા આગમજ દરદીનાં શરીરમાં ગરમી લાવવા અને લોહીને સારી પેઠે ફરતું કરવા માટે તેને ખુબ મસળવો શું ઠીક નથી?

જ.—નહીં.

સ.—કોઇબી સંજોગ હેઠળ દમ ચાલુ થાય તે આગમજ તેનામાં લોહી ફરતું કરવાની કોશેશ શું તમે કરશો?

જ.—બચીતજ નહીં, કારણકે તેટલા વખતમાં તો દરદી ગુંગળાઇ જવાથી તેનું મરણ નીપજવાનો ભય ઉભો થાય છે. જો દરદીમાં દમ ચાલુ કરવામાં નહીં આવે અને લોહીમાં થતા ફેરફાર અટકાવવામાં આવે તો ફેફસાંમાં લોહીની ગાંઠ બંધાઇ જાય અને તેથી દરદી ગુંગળાઇ જવોજ જોઇએ.

સ.—દમ જો ચાલુ કરવામાં આવે તો પછી શું સારવાર કરવી?

જ.—દરદીનાં શરીરમાં ગરમી લાવવાના તથા લોહી આખાં શરીરમાં ફરે તેવા ઉપાયો લેવા.

સ.—એ ઉપાયો કેવી રીતે લેશો ?

જ.—(૧) દરદીને નજદીકમાં કોઇબી ઘર હોય ત્યાં લઇ જવો. (૨) તેને ધાબળીઓથી ગરમ બનાવેલાં બીછાણાંમાં સુવાડવો. (૩) ગરમ ધાબળી અથવા સુકાં કપડાંથી દરદીના અવ્યવો નીચેથી ઉપર મસળવા. (૪) ત્યારપછી ગરમ બાટલી, ગરમ ફ્લેનલ અથવા ગરમ ઇંટરડીથી બગલમાં, હાથમાં, જાંગમાં, પગમાં, પગનાં તળ્યાંમાં, તથા હોજરી આગળના ખાડામાં શેક કરવા, પણ તેથી દરદી દાઝે નહીં તેની સંભાળ રાખવી.

સ.—દરદી ગરમ બાટલીથી દાઝી નહીં જાય તે માટે શું સાવચેતી રાખશો ?

જ.—તેમને ફ્લેનલમાં અથવા કોઇબી કપડાંમાં લપેટવી.

સ.—શેક કરતી વેળા દરદી દાઝી જવાનો કાંઇ સંજોગ ઉભો થાય છે?

જ.—હા, ઘણીવાર, અને ખાસ કરીને દરદી જ્યારે બેભાન હાલતમાં હોય છે, ત્યારે એવા બનાવો ઘણા બને છે, કારણકે તે વેળા શેકની સખ્ત ગરમી હોય તોપણ દરદી પોતાની બેભાનીને લીધે કાંઇ ફર્યાદ કરી શકતો નથી.

સ.—દરદીના અવ્યવો નીચેથી ઉપર શા માટે ચોળવામાં આવે છે?

જ.—કાળી નેસોમાંહેલું લોહી તેમની મારફત હ્રુદય તરફ લઇ જવા માટે.

સ.—આ સઘળી સારવાર થઇ રહ્યા પછી શું કરવું?

જ.—દરદીને બીછાણે લઇ જઇ સુવા દેવો.

સ.—દરદીમાં દરેક ગતી ચાલુ થયા પછી તેને કઇ ચીજ પીવા આપવી ઠીક થઇ પડશે?

જ.—થોડું ગરમ પાણી, અને તે પછી દારૂમાં થોડું ગરમ પાણી ભેળીને આપવું, તેમજ ગરમ કૉફી અને ચાહ આપવાં.

સ.—દમ લેવામાં મુશ્કેલી પડતી હોય તો શું કરવું?

જ.—છાતી પર આગળ અને પાછળ રાઇની ગરમ પોલ્ટીસ મેલવી.

---

# ગળાંએ ફાંસો દેવો.

## HANGING.

સ.—એક માણુસે પોતાનાં ગળાંને ફાંસો દીધો હોય તો તેને શું કરવું ?

જ.—આવું જ્યારે જોવામાં આવે કે તરતજ દોરડું અથવા જે ચીજ વડે ફાંસો દીધો હોય તે કાપી નાખવું, પણ કાપતી વખતે શરીરને નીચેથી પકડવું, ને હળવે હળવે દર્દીને જમીનપર સુવાડવો. સુવાડયા પછી તેનાં કપડાં ઢીલાં કરી જીભ બહાર કાઢી શ્વાસો-શ્વાસની ક્રીયા (Artificial Respiration) શરૂ કરવી, ને જ્યાંસુધી તે દર્દી બરાબર દમ લેતો થાય ત્યાંસુધી એ ક્રીયા ચાલુ રાખવી.

# ગળાંમાં કંઇ બહારની ચીજનું ખુંટી બેસવું.

# CHOKING.



સ.—એક માણસને ખાતાં ખાતાં હાડકું કે માંસનો ટુકડો તેનાં ગળામાં ખુંચી બેસે તો શું કરવું?

જ.—તરતજ તે દરદીનું મોઢું ઉઘાડી હીંમતથી અને ઝડપથી આપણી આંગળી ગળાંનાં પાછળા ભાગમાં મુકી જે ચીજ ખુંચી બેઠી હોય તે બહાર ખેંચી કાઢવી. જો તેમ ન બને તો દર્દીને ખુરશીની પીઠ ઉપર વાંકો વાળી તેનાં બંને ખભાંની વચ્ચે જોરમાં હાથથી થપ્પડ મારવી. જો નાનું છોકરૂં હોય તો એક હાથ મજબુતીથી છાતી ઉપર મુકીને બીજા હાથે બરડો જોરથી ઠોકવો, જેમ કીધાથી તેને ઉલટી આવીને ખુંટી બેઠેલી ચીજ નીકળી પડશે. જો ટુકડો સહેજ ખુંચી બેઠો હોય તો એક ગ્લાસ પાણીમાં એક ચમચો રાઇ નાખી પાઇ દેવું. કાંયકે ઉલટી સાથ તે ચીજ કદાચ નીકળી પડશે.

સ.—જો એક છોકરૂં રમતાં રમતાં કંઇ લખોટી કે પૈસા ગળવાં જતાં તે ગળાંમાં ખુંચી બેસે તો શું કરવું ?

જ.—બેઉ ઘોડી આગળથી પકડી બચ્ચાંને ઉંધું લટકાવી દેવું તથા તેની પીઠ જોરથી ઠોકવી, કે જેથી કરી ખુંચી બેઠેલી ચીજ નીકળી પડશે.

# ઝેરી હવાઓથી ગુંગળાઇ જવું.
# SUFFOCATION BY GASES.



સ.—માણસ કઇ કઇ રીતે ઝેરી હવાથી ગુંગળાઇ જાય છે?

જ.—(૧) ઘર સળગી ઉઠયું હોય તો તેમાંથી નીકળતો ધુંમાડો દમમાં જવાથી.
(૨) બંધ કરેલા ઓરડામાં કોલસાની શગડી બળતી રાખી સુઇ જવાથી.
(૩) ખરાબ ગંધાઇ રહેલી હવાથી.
(૪) ગટરો અથવા ઉંડા કુવામાં કારબૉનીક ઍસીડ ગૅસ એકઠો થયાથી.
(૫) ઉંડી ગટરોમાંથી ગંધાઇ રહેલી ભીનાસ વાલી હવા એકદમ દમમાં જવાથી.
(૬) ગૅસની પાઇપોમાંથી ગૅસ નીકળી જવાથી.

સ.—એક ગુંગળાયલા માણસની સારવાર કેમ કરશો?

જ.—એકદમ તે દર્દીને ખુલી હવામાં લાવ્યા પછી તેનાં ગળાં તથા છાતીપરથી કંઇ તંગ કપડું

પહેરેલું હોય તે કાઢી નાખીને તેનાં મોંઢાં તથા છાતી ઉપર ઠંડાં પાણીના ફટકા મારવા. એમ કીધાથી તે દર્દી હોશ્યાર થશે. જો કદાચ તેમ કીધાથીબી તે હોશ્યાર ન થાય, તો તરતજ શ્વાસોશ્વાસની (Artificial Respiration) ક્રીયા શરૂ કરવી.

સ.—ખરાબ હવામાં અથવા ગૅસથી ભરાયલા ઓરડામાં જવા આગમજ પોતાના બચાવ માટે એક માણસે સાવચેતીના શું ઉપાય લેવા?

જ.—(૧) ઓરડામાં બતી લઇ જવી નહીં, કેમકે બતીની ગરમીથી હવા સળગી ઉઠી ધડાકો થવાનો ઘણો સંભવ રહે છે.

(૨) મોંઢાં તથા નાક ઉપર પાણીથી ભીંજવેલો અથવા સરકા અને પાણીમાં બોળેલો કપડાંનો કકડો વીંટાળવો.

(૩) ઓરડામાં દાખલ થતાંજ જે પહેલી બારી મળે તે ઉઘાડી નાખવી. જો કાચની બારી હોય તો તરતજ કાચ સંભાળથી ફોડી નાખવા કે જેમ કીધાથી તાજી હવા ઓરડામાં દાખલ થશે અને ઓરડામાંથી ગૅસ જતી રેહશે.

# બળવા અથવા દાઝવાથી ઉઠતા છાગરા.

# BURNS AND SCALDS.

સ.—સખત દાઝી અથવા બળી ગયલા ભાગની સારવાર કેમ કરશો ?

જ.—(૧) પ્રથમ દાઝી ગયલા ભાગપરથી કપડાં કાપીને ઉતારવાં, પણ જો કપડું દાઝી ગયલા ભાગને વળગ્યું હોય તો તેને મીઠાં તેલથી અથવા સાલીડ તેલથી ભીંજીવી હળવે હળવે કાહડવું; ત્યાર બાદ બળી ગયલા ભાગપર, થોડુંક ઘાનું કપડું લઇ તેપર સોજ્ઞું મીઠું, સાલીડ, અથવા અલસીનું તેલ નાંખીને તે બળેલા ભાગપર મુકવું. પછી હવા તેપર દાખલ નહીં થાય તેવી રીતે તે ઉપર સોજ્ઞે રૂ મુકીને એક પાટાએ તે ભાગ બાંધી લેવો. જો ફોફઇયા ઉઠે તો તે કાપવા

અથવા ફોડવા નહીં, તથા બળી ગયલા ભાગપર ગરમી દેખાડવી નહીં. બળી ગયલા ભાગપર આટાનું પડ કરી પછી પાટાથી બાંધી લેવું એ પણ ફાયદાકારક છે, પણ પહેલા ઉપાય જેવો સરસ નથી.

સ.—તેલથી ભીંજવેલું કપડું બળેલા ભાગપર મુકયા પછી શું કરશો ?

જ.—બળેલા ભાગપર પછી આસપાસ રૂ વીંટાળવો અને જો રૂ નહીં મળે તો ગરમ કપડાંની પટી વીંટાળવી.

સ.—જો આખો ચહેરો સખત રીતે દાઝી ગયો હોય તો તેની કેમ સારવાર કરશો ?

જ.—એક મોટો ધાનાં કપડાંનો ટુકડો ફાડીને તેમાં આંખ, નાક તથા મોડું દેખાય તેટલાં મોટાં બાકોરાં પાડીને તેને મીઠાં અથવા સાલીડ તેલમાં ભીંજવી તે બળેલા ભાગપર એવી રીતે મુકવો કે દર્દીને કોઇ પણ રીતે અડચણ પડે નહીં. પછી તેટલીજ સંભાળથી તેપર સોજો નરમ રૂ મુકવો અને ત્યારબાદ સંભાળથી પાટો બાંધવો.

સ.—જો બળી ગયાથી એક માણસ ધાસ્તી ખાઇ ગયું હોય તો તેની સારવાર કેમ કરશો ?

જ.—તેના હાથ તથા પગનાં તળ્યાંપર ગરમ પાણીના શેક કરવા તથા ગરમ ગરમ ચાહે અથવા કૉફી આપવી કે જેથી હોશ્યારી રહે.

સ.—ગરદન તથા પેટનો ભાગ જો બળી ગયો હોય તો શું તે ધાસ્તીભરેલું કહેવાય ?

જ.—હા, તેવા ભાગોની ઘણીજ સંભાળથી જતન કરવી તથા તરત તબીબી મદદ મંગાવવી.

સ.—એક દાઝી ગયલા ભાગ માટે ઘાનું કપડું તથા તેલ મેલવતાં વીલંબ લાગે તો શું કરવું ?

જ.—તે ભાગને તરતજ ગરમ પાણીમાં રાખવો પણ પાણી ઘણું ગરમ નહીં હોય તેની સંભાળ રાખવી.

સ.—શું ખારનાં પાણીના વપરાશથી દાઝી ગયલા ભાગને કરાર થાય છે ?

જ.—હા. એક ચમચો ભરી સોડા ખાર લઇ તેમાં એક ગ્યાલન જેટલું પાણી નાંખી વાપરવું.



# આંખ તથા કાનમાં કચરો.
# FOREIGN BODIES IN THE EYE AND EAR.

સ.—કોઇની આંખમાં કંઇ ધુળ કે કોળસાની રજકણ પડી હોય તો શું કરવું?

જ.—તેને એક ખુરસી ઉપર બેસાડયા પછી તેનાં ઉપલાં પોપચાંનાં પાંપણ પકડી તે પોપચું જરાક નીચે ખેંચી તેની વચમાં એક પેનસીલની અણી કે સુઇઓ મુકી તે વડે જરાક આંચકો મારી પોપચું તે ઉપર ઉથલાવી દેવું, પછી કચરો દેખાય તે એક રેશમી કે સુતરાઉ રૂમાલ વડે નરમ હાથે લુંછી નાખવો. જો નીચલાં પોપચાંનીચે કચરો ભરાયો હોય તો અંગુઠા વડે તે પોપચું નીચે ખેંચી રૂમાલ વડે કચરો કાઢી નાંખવો.

સ.—જો આંખના ડોળામાં લોઢાંની કરચ ખુંચી બેઠી હોય તો શું કરવુ?

જ.—આંખ બરોબર ઉઘાડી તેમાં મીઠાં તેલનાં બે ત્રણ ટીપાં નાંખવાં તથા તરત દાકતરની મદદ મંગાવવી.

સ.—કાનમાં કંઇ કચરો ગયો હોય તો શું કરશો ?

જ.—જો કંઇ જીવડું કાનમાં ગયું હોય તો થોડુંક ગરમ કીધેલું મીઠું તેલ હળવેથી કાનમાં નાંખવું, ને તેલ જો ન મળે તો ગરમ પાણી હળવેથી કાનમાં રેડવું. જો કંઇ ચણો કે એવી ગોળ વસ્તુ ગઇ હોય તો તે બાજુ ઉપર દરદીને સુવાડી સાજી બાજુનાં લમણા ઉપર થોડાક હળવેથી ટપલા મારવા કે તેથી તે વસ્તુ ઘણું કરી બહાર નીકળી પડશે. જો આ ઉપાય બી કારગત ન લાગે તો તરતજ તબીબી મદદ મંગાવવી.



# ચામડીનું છોલાવું તથા જખમો.
# BRUISES, WOUNDS AND CUTS.

સ.—ચામડી છોલાઇ ગઇ હોય તે કેમ માલમ પડે?

જ.—જે ભાગપરની ચામડી છોલાઇ ગઇ હોય તો તેની આસપાસ ધીમું લોહી વહેતું જણાય છે, પણ ચામડીને કશો જખમ થયલો હોતો નથી. જે ઠંડાં પાણીના કટકાથી સહેલાઇથી બંધ કરી શકાય.

સ.—ચામડી છોલાયા પછી તેની અંદર શું શું ફેરફારો થાય છે?

જ.—પ્રથમ ચામડીનો રંગ લાલાશપર હોય છે, પછી તે સહેજ વખતમાં બ્લુ અને ત્યારપછી કાળો રંગ પકડે છે. થોડાક દીવસમાં એથી ઉલટાજ ફેરફારો સાથ ચામડી પોતાનું અસલ રૂપ લેય છે.

સ.—છોલાયલી ચામડીનો ઉપાય કેમ કરશો?

જ.—ઠંડાં બરફનાં પાણીમાં શણના કટકા ભીંજવી છોલાયલા ભાગ ઉપર મુકવા.

સ.—કોઇ પણ જખમની સારવાર કરવા અગાઉ કઇ ચીજ ધ્યાનમાં રાખવી?

જ.—હમેશ સારવાર કરનારે પોતાના હાથ ધોઇને સાફ કરવા.

સ.—ઘરની બાહેર એક માણસને જખમ થયલો જોવામાં આવે અને તેની સારવાર માટે જોઇતી ચીજ નહીં મળી શકે તો શું ઉપાય કરવા?

જ.—જો તદન સાફ નીતરૂં પાણી મળી શકતું હોય અને જખમ ખરડાયલો હોય તો એક રૂમાલ પાણીમાં ભીંજવી તે વડે ઘાને સાફ કરવો, ને પછી તે રૂમાલ પાણીથી સાફ કરી તે ઘાની ઉપર બાંધી દેવો. જો ઘા સાફ હોય ને પાણી નહીં મળી શકતું હોય તો ઘાને ધોવાની કાંઇ જરૂર નથી. જો રૂમાલ પણ સોજો નહીં હોય તો ઘાની ઉપર એક કોરાં કાગજનો કટકો મુકી તેપર રૂમાલ બાંધી દેવો, પણ તે આગમજ જખમમાં કાંઇ કચરો રહી ગયો નહીં હોય તેની સંભાળ લેવી.

સ.—જો ઘરની અંદર એક માણસને જખમ થયો હોય તો તેની સારવાર કેમ કરશો?

જ.—ઘા સાફ કરવા અગાઉ એક ટંબલર ભરી ઉકાળેલું પાણી ઠંડું પાડી તેમાં થોડાક ગ્રેન ( સેજ રતાશપર રંગ આવે તેટલું ) "પરમેનગેનેટ ઑફ પોતાશ" અથવા અરધી ચમચી "બોરેસીક ઍસીડ" અથવા એક ચમચી "કારબૉલીક ઍસીદ" નાંખી લોશન બનાવવું. ત્યારબાદ તે પાણીથી ઘાને સાફ કરીને એક સુકકા કટકા અથવા તુવાલથી લુછી નાંખવો. થોડોક વીસકી ઘાની આસપાસ નાંખ્યાથી તે વધારે સાફ થશે. જો બની શકતું હોય તો ફાટેલી ચામડી એક બીજા સાથ જોડીને તેપર "સ્ટીકીંગ પ્લાસ્ટર"ના ટુકડા વળગાવી દેવા. ત્યારપછી ઘા ઉપર સુકો શણ, ઘાનું કપડું, અથવા રૂ વીંટાળી એક પાટાથી બાંધી લેવો. ઘા ઉપર "બોરેસીક પાઉડર" નાખ્યાથી વધુ ફાયદો થશે.

સ.—જો લોહી ઘા ઉપર બંધાઇ ગયું હોય તો શું તે સાફ કરવાની જરૂર છે ?

જ.—ઘાની અંદર કાંઇપણ કચરો ન હોય તો બંધાઇ ગયલું લોહી સાફ કરવાની કાંઇ ખાસ જરૂર નથી. છતાં જખમ તમામ સાફ કરવાથી ફાયદોજ થાય છે.

સ.—ઘા પર મલમપટો કીધા પછી શું ચીજ ધ્યાનમાં રાખવી?

જ.—ઘાને કાંઇ પણ અલવલ નહીં આવે તેની સંભાળ રાખવી.

સ.—સફ્ઇદાર જખમ (Punctured wounds) તે શું?

જ.—તે જખમ ઘણું કરી તલવારની અણી કે ખંજર અથવા ભાલો ભોકાવાથી થાય છે. ઘાનો દેખાવ ઝીણો ઉંડો તથા ગોળ હોય છે, અને જખમની કોરો તે હથીઆરથી અંદર ચાલી ગયલી હોય છે.

સ.—ચીરાયલો જખમ (Lacerated wounds) કેમ માલમ પડે?

જ.—તે ઘણું કરી સાંચા કામમાં આવવાથી, કોઇ જાનવરના કરડવાથી, અથવા બંદુકના છરાના ગોળાથી થાય છે. ઘાનો દેખાવ ખડબચડો હોય છે.

સ.—ચીરાયલા જખમમાંથી લોહી શું હમેશ ઘણું વહે છે?

જ.—નહીં. ધોરીનસના છેડા ઘણા ખરા બહાર ખેંચાઇ આવી, થયલી ઇજાને લીધે બંધ થઇ જાય છે.

જો લોહી વેહવાનો સંભવ હોય તો એક "ટુરનીકેટ" જખમથી ઉપર બાંધી દેવું.

સ.—છુંદાયલો જખમ (Contused wounds) કેમ માલમ પડે?

જ.—તે ઘણું કરી લાકડીનો માર વાગવાથી અથવા બુઠાં હથીઆર વાગવાથી થાય છે.

સ.—છુંદાયલા જખમનો દેખાવ કેવો હોય છે?

જ.—ચામડીમાં ફાટ પડ્યા ઉપરાંત આસપાસની ચામડી સખત રીતે છોલાયલી તથા ખડબચડી દેખાય છે.

સ.—છુંદાયલા જખમમાંથી શું લોહી ઘણું જોરમાં વહે છે?

જ.—નહીં. ઘણુંજ ધીમું વહે છે. લોહી જખમમાંથી જાણે ટપક્યા કરતું હોય તેમ લાગે છે.

સ.—બંદુકથી જે મુખ્ય બે જાતના જખમો (Gunshot wounds) થાય છે તે ક્યા?

જ.—(૧) શરીરમાં લોઢાંની કરચ રહ્યાથી તથા
(૨) ગોળીનું શરીરની આરપાર નીકળી જવાથી.

સ.—જો સહેજ દારૂગોળાની કરચ શરીરમાં રહી ગઇ હોય તો તે કાઢવાની જરૂર છે ?

જ.—નહીં. ગરમ પાણીમાં તુવાલ ભીંજવી ઘાની આસપાસ લપેટી દેવો. જો ઠંડું પાણી માફક આવતું હોય તો તેનો ઉપયોગ કરવો.

સ.—જો ગોળી આરપાર નીકળી ગઇ હોય તો શું કરવું ?

જ.—જ્યાંથી ગોળી દાખલ થઇ હોય તથા જ્યાંથી નીકળી ગઇ હોય તે ભાગને શણુ, ગાજ, અથવા રૂથી લપેટી નાંખવો.

સ.—જો સાંધા ઉપર ગોળી વાગવાથી અથવા ખંજર ભોકવાથી ઘા પડે તો શું કરવું ?

જ.—ઘાઉપર સોજો રૂ લપેટીને તે શરીરના અવ્યવને કામરાંથી બાંધી લેવો.

સ.—જો એક સોય ચામડીમાં ભોકાયા પછી તે ભાંગી જઇને અંદર ચાલી જાયે તો શું કરવું ?

જ.—તરતજ તેવા માણુસને એક દાકતર પાસ લઇ જવો.

સ.—સાંધા ઉપર જો સોય ખુંચી બેસે તો શું કરવું ?

જ.—તે ભાગને હીલોઆંચકો નહીં લાગે માટે આસપાસ બે લાકડાંની પાતળી ચીપો મુકી એક પાટાથી તે ભાગ બાંધી લેવો.

સ.—કોઇને પેટમાં ખંજર માર્યું હોય અને આંતરડાં નીકળી પડયાં હોય તો શું કરવું ?

જ.—ગરમ પાણીમાં ફલેનલ અથવા કપડાંનો કટકો બોળી તે આંતરડાં ઉપર હળવેથી મુકી રાખીને તુરત દાકતરને બોલાવવો.



# જુદી જુદી જાતનાં ઝેરો.

## POISONS.

સ.—ઝેર એ શું ચીજ છે?

જ.—તે એક ચીજ છે કે જેના ઉપયોગથી જીંદગીનો અંત આવે છે.

સ.—ઝેર કેટલી જાતનાં હોય છે? તેનાં નામ કહેવો?

જ.—બે જાતનાં, ક્ષોભક એટલે ગળાંને તથા હોજરીને બાળી નાંખે તેવાં અને નિંદ્રાજનક એટલે બેહોશ કરી નાંખે તેવાં.

સ.—ક્ષોભક ઝેર કયાં કયાં? તેનાં નામ દેવો.

જ.—જુદા જુદા **તેજાબો**, જેવા કે, ગંધકનો, સુરાખારનો, તથા નીમકનો તેજાબ; **ખારો**, જેવાકે પોટાશ, સોડા, તથા એમોન્યા.

સ.—એક માણસે જો તેજાબ, અથવા ખારનું ઝેર લીધું હોય તો તેની સારવાર કરવામાં બે ઉપયોગી ચીજો શું ધ્યાનમાં રાખશો?

જ.—પહેલું, ઝેરની અસર કેવી રીતે મારી નાંખવી. બીજું,–ગળાંની આસપાસની બળી ગયેલી ચામડીને આરામ કેમ આપવો.

સ.—કોઇ પણ જાતનો તેજાબ (Acid) લીધો હોય એમ જણાય તો તેવા દરદીની કેમ સારવાર કરશો ?

જ.—એવી વેળા ખારો (Alkalies) જેવા કે સોડા, યા પોતાશનો ઉપયોગ કરવો.

સ.—તેજાબની અસર તોડનારા ખારોનાં નામ દેવો.

જ.—સોડા, પોટાશ, મેગનીઝયા અને ચુનો.

સ.—જો કાંઇ ખાર ઝેર તરીકે લીધો હોય તો તેની અસર નીર્મુળ કેમ કરશો ?

જ.—નરમ પ્રકારના તેજાબનો ઉપયોગ કર્યાથી.

સ.—ખારોની અસર તોડનારા તેજાબોનાં નામ દેવો ?

જ.—સરકો, લીંબુ યા સંતરાનો રસ તથા તાડી.

સ.—જો એક દરદીએ જલદ તેજાબ પીધો હોય તો તેની સારવાર કેમ કરશો ?

જ.—એક મોટું ટંબલર ભરી પાણી યા દુધમાં એક ચમચી "મેગનેસ્યા," આક, ભીંત ઉપરથી ઉખેડી કાઢેલો ચૂનો, અથવા સોડા ખાર, મેળવીને પાઇ દેવું. ત્યારપછી તે દરદીને મીઠું તેલ, દુધ, ઇંડાંની સફેદી, આટો અને પાણી અથવા જવનું પાણી બનાવીને આપવું કે જેથી તેને કરાર થાય.

સ.—જુદી જુદી જાતના તેજાબોથી બળી જતી ચામડીઓના દેખાવોમાં કાંઇ ફેરફારો માલમ પડે છે કે?

જ.—હા.

સ.—શું શું ફેરફારો નજરે પડે છે?

જ.—ગંધકનો તથા નીમકનો તેજાબ લીધાથી ચામડીનો રંગ કાળો દેખાય છે, સુરા ખારનો તેજાબ (Nitric Acid) લીધાથી પીળો, અને "ઓકઝેલીક" (Oxalic) તથા "કારબોલીક" તેજાબ લીધાથી સફેદ.

સ.—"કારબોલીક" તેજાબનું ઝેર મારવાનો અકસીર એલાજ શું?

જ.—"એપ્સમ સૉલ્ટ" (વીલાયતી મીઠું.)

સ.—તે કેટલું આપવું?

જ.—થોડાંક પાણીમાં એક ચમચો ભરી

વીલાયતી મીઠું નાંખી તુરત આપવું. ત્યારપછી મીઠું તેલ અથવા સેલાડ તેલ, ઇંડાંની સફેદી અને દુધ આપવું. ઉલટી થાય એવી કાંઇ પણ ચીજ આપવી નહીં તે ધ્યાનમાં રાખવું.

સ.—"ઓકઝેલીક નામના તેજાબનો અકસીર એલાજ શું ?"

જ.—"મેગનેસ્યા" અને ચુનો.

સ.—એક દરદીએ ખાર (alkali) ખાધો હોય તેની સારવાર કેમ કરશો ?

જ.—તરતજ કોઇ પણ જાતનો નરમ પ્રકારનો તેજાબ, જેવો કે સરકો અને પાણી, અથવા લીંબુનો રસ અને પાણી આપવું. ત્યારબાદ મીઠું તેલ અથવા સાલીડ તેલ પીવા આપવું.

સ.—ધારો કે એક દરદીએ ઝેર તરીકે તેજાબ લીધો છે કે ખાર લીધો છે તે નહીં માલમ પડે તો શું કરશો ?

જ.—તેવા દરદીને મીઠું તેલ, દુધ, કાચાં ઇંડાં-ની સફેદી, જવની કાંજી તથા જલદ ચાહ આપવી.

સ.—તેને ઉલટી થાય એવી કાંઇ દવા આપ-શો કે ?

જ.—નહીં, કારણુકે ઉલટી થયાથી ગળાંની અને હોજરીની આસપાસની ચામડી જે ઝેરથી બળી ગઇ હોય તેને વધુ નુકસાન થશે.

સ.—મજબુત એમોનીયા, પોટાશ અથવા સોડાખારથી ચામડી બળી જાય તો તેનો ઉપાય કેમ કરશો ?

જ.—થોડાંક પાણીમાં સરકો મેળવી તે બળી ગયલા ભાગને બરોબર સાફ કરવો, ત્યાર બાદ તેપર સાલીડ તેલ લગાડી તથા રૂ વીંટાળીને એક પાટો બાંધી લેવો.

સ.—જો દીલપર કાંઇ જલદ તેજાબ પડીને ચામડી બળી ગઇ હોય તો શું કરવું ?

જ.—સોડા, પોટાશ, મેગનેસ્યા અથવા ચુનાનું પાણી તરત બનાવી તેથી બળી ગયલા ભાગને સારી પેઠે ધોઇ નાંખવો. ત્યારબાદ બળી ગયલા ભાગની જેમ સારવાર કરીએ છીયે તેમ કરવી.

સ.—જો એક માણુસ ચુનાની ભઠ્ઠીમાં પડી ગયો હોય તો તેની સારવાર કેમ કરવી ?

જ.—તે દરદીને ભઠ્ઠીમાંથી એકદમ બહાર કાઢવો અને તે પછી જે ભાગ બળી ગયો હોય તેને સરકા-

ના પાણીથી અથવા પાણી સાથે ભેળેલા ગંધકના તેજાબથી સાફ કરવો અને તેલ લગાડવું. ત્યારબાદ બળી ગયેલા ભાગની જેમ સારવાર કરીએ તેમ કરવી.

સ.—એક દરદીએ જો અફીણ ખાધું હોય તો કઇ કઇ નીશાનીઓપરથી તે માલમ પડી આવે ?

જ.—જો તરતનુંજ અફીણ લીધું હોય તો દરદીનો ચહેરો લાલ માલમ પડે, દરદી બહુ મુશ્કેલીથી દમ લેતો જણાય, રફ્તે રફ્તે બેશુદ્ધ થતો જાય તથા તેની આંખની કીકી એક ટાંચણીનાં માથાં મીસાલ ઝીણી જણાય.

સ.—તેવા દરદીની તમો કેમ સારવાર કરો ?

જ.—તેવા દરદીને ઉંઘાઇ જવા નહીં દેવો. જો તે દરદી ગળી શકતો હોય તો તરત ઉલટી થાય તે માટે તેને એક મોટું ટંબલર ભરી પાણીમાં એક ચમચો ભરી રાઇ અથવા મીઠું નાંખી તે પાવું. જો તે ન મળી શકે તો એક પીછું લઇને તે અથવા આંગળું ગળાંની અંદર ફેરવવું, દરદીને બે માણસની મદદ સાથે ચલાવ ચલાવ કરવું. દરદીનાં પગનાં ટેટાંપર પાણીથી ભીંજવેલા તુવાલના ફટકાઓ મારવા. તેનાં મોઢાંપરબી પાણીના ફટકા મારવા તથા મજબુત કૉફી પીવા

આપવી અને જો તે બેશુદ્ધ થતો જણાય તો શ્વાસોશ્વાસની ક્રીયા શરૂ કરવી.

સ.—એક છાકટ દરદી જો દારૂનાં ઝેરથી પીડાતો હોય તો શું કરવું?

જ.—જો દારૂ મોટા જથામાં તરતનોજ પીધેલો માલમ પડે તો એક ચમચો મીઠું અથવા રાઇ પાણીમાં ભેળી તે પાવું કે જેથી ઉલટી થાય. પછી બીછાણાપર સુવાડીને તેના પગનાં તળ્યાં તથા બગલને ગરમ પાણીની બાટલીને ફ્લેનલમાં વીંટાળીને શેકવાં. શરીરપર ગરમ બનુસ નાંખી રાખવો કે અંગમાં ગરમી રહે. કૉફી સેરવો વગેરે આપવાં.

સ.—રસકપુર નામનું ઝેર (Corrosive Sublimate) લીધું હોય તો તેનો અકસીર એલાજ શું?

જ.—કાચાં ઇંડાંની સફેદી.

સ.—એક ઇંડાંની સફેદીથી કેટલા ગ્રેન રસકપુરનીર્મુળ કરી શકાય?

જ.—ચાર ગ્રેન.

સ.—ઉપલી બાબદમાં કાચાં ઇંડાંની સફેદી આપવાની સરસ રીત કેઇ?

જ.—સાત ઇંડાંની સફેદી કાઢી એક પાઇન્ટ પાણીમાં નાંખી ખુબ હીલવવી. પછી એક વાઇન ગ્લાસ ભરી દર બબે મીનીટે આપવું, જેથી ઉલટી સહેલાઇથી થાય.

સ.—જો ઉપલાંથી ઉલટી ન થાય તો શું કરવું ?

જ.—એક ચમચો રાઇ અથવા મીઠાંને પાણીમાં ભેળી આપવું.

સ.—જો ઇંડાં નહી મળી શકતાં હોય તો તેને બદલે શાનો ઉપયોગ કરવો ?

જ.—દુધ તથા જવ, આરારૂત અથવા બીજા કોઇ આટાને ઉકાળી બનાવેલાં પાણીનો ઘણો છુટથી ઉપયોગ કરવો.

સ.—જો એક માણસે સોમલ ખુબ ખાધું હોય તો દાકતર આવી પુગે તે પહેલાં શું કરવું ?

જ.—ઉલટી ન થતી હોય તો તે કરાવવી અને ખુબ કુકકું પાણી પાઇ તે ચાલુ રાખવી પછી ચુનાનું પાણી તથા મીઠું તેલ સરખે ભાગે મેળવી પાયા કરવું.

સ.—જો નાનાં છોકરાંથી ભુલમાં ઝેરી ફળો

ગળાઇ જવાય તો દાક્તર આવી પૂગે તે અગાઉ શું ઉપાય કરવા?

જ.—તરતજ ઉલટી કરાવવી. જો શરીર ઠંડું થતું જાય તો પગ તથા હાથપર ગરમ બાટલીના સેક કરવા. છાતી તથા પેટપર રાઇ મુકવી અને થોડુંક ગરમ પીણું આપવું.

સ.—જો ફોસફરસ, સ્ત્રીકન્યા વગેરે ઝેર લીધું હોય તો દાક્તર આવી પૂગે તે અગાઉ શું ઉપાય કરવા?

જ.—ઉલટીનું ઓસડ તરતજ આપવું તથા ઉલટી ચાલુ રાખવા માટે ગરમ પાણી આપ્યા કરવું.

સ—ભુલથી "આયોડીન" નામની દવા પીવાઇ જાય તો શું કરવું?

જ.—ખુબ જથામાં કાંજી આપવી. ઘઉંનું દુધ આરારૂટનાં પાણીમાં મેળવીને કે સાબુ ચોખાની કાંજી કરીને પાવી. જો ઉપલી ચીજો ન મળી શકે તો કાચાં ઈંડાં પાવાં. ત્યારબાદ ઉલટી કરાવવી તથા ગરમી લાવનારાં પીણાં અથવા દવા પાવી.

સ.—પારો (Nitrate of Silver) ખવાઇ જાય તો શું કરવું?

જ.—નીમકનું પાણી પીવાય તેટલું પાવું અને પછી ઉલટી ન થાય તો ઉલટી થવાની જલદ દવા આપવી.

સ.—સ્ત્રીકન્યા નામનાં ઝેર માટે ઉલટી લાવનારી દવા આપ્યા પછી જો દરદી બરોબર દમ નહીં લેઇ શકતો હોય તો શું કરવું ?

જ.—શ્વાસોશ્વાસની ક્રીયા થોડોક વખત ચાલુ રાખવી.

સ.—જસત ખાધાથી જો ઝેર ચઢયું હોય તો શું કરવું ?

જ.—ગરમ પાણીમાં સોડા નાંખી આપવું.

સ.—જો ઝેરી વનસ્પતી (Mushrooms કુતા ટોપી) ખાધામાં આવે તો શું કરવું ?

જ.—ઉલટી કરાવ્યા પછી આંગમાં ગરમી લાવવા સારૂં ગરમ પીણું આપવું તથા પેડુપર પોલ્ટીસ કરવી, તથા કોઠો સાફ કરવા એક આઉંસ એરંડીનું સોજું તેલ આપવું.

સ.—કોહેલી વનસ્પતી ખાવી ફાયદાકારક છે ?

જ.—બચીતજ નહીં.

સ.—જો જીવતી જળો ગળાઇ ગઇ હોય તો શું કરવું ?

જ.—પીવાય એટલું નીમકનું પાણી પાવું, જેથી ઉલટી સાથ જળો નીકળી પડશે.

સ.—ઝેરથી ઉલટી થયલા પદાર્થનું શું કરવું ?

જ.—તપાસ સારૂં સંભાળથી તે રાખી મુકવો.

સ.—કોઇપણ ઝેરની સારવાર કરતાં ચાર મુખ્ય ચીજો શું ધ્યાનમાં રાખવી ?

જ.—(૧) જો એક માણસ ઝેર ખાધા પછી સુવા માંગે તો તેને જાગરૂત રાખવો.

(૨) જો તેને ફેર આવતા હોય તો તેના ચહેરા તથા ગરદનપર પાણીના ફૂટકા મારવા.

(૩) જો તેનાં મોંની ચામડી બળી નહીં ગઇ હોય તો તેને ઉલટી થાય તેવી દવા આપવી, ત્યારબાદ ઇંડાં, દુધ, તેલ, અને જલ્લદ ચાહે આપવી. (ફોસફરસ નામનાં ઝેરના સંબંધમાં તેલ બીલકુલ આપવું નહીં.)

(૪) જો તેનાં મોંની ચામડી બળી ગઇ હોય તો ઇંડાં, દુધ, અને તેલ આપવું, પણ ઉલટી થાય એવી કાંઇ પણ દવા આપવી નહીં.

સ.—શક ભરેલાં ઝેરની વેળાએ ઉલટી થયલા પદાર્થનું શું કરવું?

જ.—ઘણીજ સંભાળથી તપાસને માટે તે રાખી મુકવો.



# બેશુદ્ધિ.

# INSENSIBILITY.

સ.—તમો એક માણુસને બેશુદ્ધ પડેલો જુવો તો શું કરો ?

જ.—(૧) તબીબી મદદ યાને દાકતરને તરત તેડાવી મંગાવવો.

(૨) ગળાંની આસપાસ તેમજ કમ્મર તથા છાતી ઉપર જે પણ તંગ કપડું પહેર્યું હોય તે ઢીલું કરવું.

(૩) શરીર કેમ પડયું છે, કપડાં ફાટેલાં છે કે કેમ તથા આસપાસના સંજોગો કેવા છે તે ઉપર નજર કરવી.

(૪) તેને ચત્તો સુવાડી તેના હાથ તેની બાજુએ સીધા ગોઠવવા તથા તેના પગ પણ સીધા લાંબા કરવા.

(૫) તેના માંથાપર હાથ પસવારી કંઇ ધીમણાં, ખાડા, જખમ કે મારની નિશાની હોય તો તે જોવી.

(૬) ચહેરો લાલ છે કે ફિક્કો તે તપાસવું.

(૭) આંખોની તપાસ કરવી, અને તેમ કરતાં નીચલી બાબદપર ધ્યાન આપવું :—

(ક) ઉપર આંગળી લગાડયાથી તે મીંચાઇ જાય છે કે નહીં તે જોવું.

(ખ) કીકીઓ એક સરખી રીતે નાની કે મોટી થઇ છે તે તપાસવું.

(ગ) એક કીકી બીજી કરતાં મોટી છે કે કેમ તે જોવું.

(ઘ) કીકીઓ અજવાળાં તથા અંધારાંથી નાની મોટી થાય છે કે નહીં તે જોવું.

(૮) દમ કેમ ચાલે છે તે તપાસવામાં નીચલી બીના ઉપર ધ્યાન આપવું:—

(ક) દમ લેતાં દરદ થાય છે કે કેમ અને તે આંચકા સમેત લેવાય છે કે કેમ.

(ખ) ઝડપથી અને ઉપર ઉપરથી ચાલે છે કે કેમ.

(ગ) ધીમેથી અને મુશ્કેલીથી લેવાય છે કે કેમ.

(ઘ) ઘુરકતો ચાલે છે અને દમ બહાર કાઢતી વખતે ગાળ ફફડે છે કે કેમ.

(૯) તેનાં મોં, નાક, કાન, તથા આંખ માંથી લોહી તથા પાણી વહે છે કે કેમ તેની તપાસ કરવી.

(૧૦) કોઇ પાંસળી ભાંગી છે કે નહીં તે બદલ નાજુક હાથે સંભાળથી તપાસ કરવી, અને છાતીપરથી કંઇ લોહી પડે છે કે કેમ તે તપાસવું.

(૧૧) શરીરમાં કેઠે કંઇ જખમ પડેલો કે માર વાગેલો છે કે કેમ તેની તપાસ કરવી.

(૧૨) હાથ અથવા પગનું હાડકું ભાગ્યું છે કે કેમ તે માટે સાજા હાથ

પગની સાથે સરખામણી કરી તપાસવું.

(૧૩) લોહી વહેતું હોય તો બંધ કરવું.

(૧૪) પુરતી હવાના આવજા માટે નીચલો બંદોબસ્ત રાખવો :—

(ક) અકસ્માતની જગા જો રસ્તો હોય તો આસપાસનાં લોકોને વીખરાઇ જવા કહેવું.

(ખ) જો ઘરની અંદર હોય તો બારી બારણાં ખુલ્લાં રાખવાં.

(૧૫) ચહેરો જો ફીકકો હોય તો માથું નીચું કરવું. પણ જો રતાશપર હોય તો એક તકયા ઉપર માથું ઉંચું કરવું.

(૧૬) મોં વાટે કાંઇ પણ ચીજ આપવી નહીં. દરદી જો ગળી નહીં શકતો હોય તો મોં વાટે કાંઇપણ ચીજ આપવાનો પ્રયત્ન કરવો નહીં. જો દરદી ગળી શકતો હોય અને કાંઇ

પીવાનું આપવાની જરૂર પડે તો ઘણીજ સંભાળથી આપવું.

(૧૭) મોઢાંના વાસની તપાસ કરવી. કાંઇક ઝેર જો લીધું હશે તો તે તરત માલમ પડી આવશે.

સ.—બેશુધ્ધી વેળાએ દરદીનું માથું કેવી રીતે રાખવું?

જ.—તેનાં શરીરની બરોબર સીધી લીટીમાં માથું રાખવું. તેનું માથું ઓલાપર મુકી તેની હડપચી છાતી સાથે લગાડવી નહી, કાંયકે તેમ કીધાથી તે ગુંગળાઇ જવાનો ઘણો સંભવ રહે છે. માથે લોહી ચઢે તથા ફીકરૂં થયું હોય તે વેળા માથું નીચે રાખવું, પણ દરદીથી સહેલાઇથી દમ લેવાય તેમ રાખવું.

સ.—બેશુધ્ધિવાળા માણસોનું માથું કેમ રાખવું?

જ.—જો ચહેરો લાલ હોય તો માથું સહેજ ઉંચું કરવું, જેથી હડપચી છાતીને અડે નહી. પણ જો ચહેરો ફિકકો હોય તો માથું શરીરની સપાટી ઉપરજ અથવા બને તો તેથી પણ જરાક નીચે રહે તેમ કરવું.

સ.—જો દરદીનો ચહેરો તદન ફિકકો માલુમ પડે, શરીરની ચામડી પરસેવાથી ચીકણી હોય, દમ બહુ ધીમો હોય, નાડ ઘણી નબળી હોય, આંખની કીકી એક સરખી તથા સહેજ પોહળી હોય, અને છાતી ઉપર હૃદયનો ધબકારો લગભગ બેમાલુમ હોય તો તે શાથી પીડાતો માલુમ પડે?

જ.—મુર્છાથી.

સ.—તેવી હાલતમાં તમો શું કરો?

જ.—જો કાંઇ તંગ કપડાં પહેર્યાં હોય તો ઢીલાં કરવાં. ત્યારબાદ દરદીને એકદમ ખુલ્લી હવામાં લેઇ જવો. જો દરદી બેઠેલો હોય તો તેને મજબુત પકડી ડોકું નીચું વાળી માથું બે પગની વચ્ચે લાવવું. જો પડેલો હોય તો શરીરની સપાટી કરતાં માથું જરાક નીચે રહે તેમ કરવું. ઠંડાં પાણીના છૂટકા મોંપર મારવા. "સ્મેલીંગ સૉલ્ટ" અથવા તપકીર અથવા કાંદો સુંઘાડવો. ચાહ કોફીનું ગરમ પીણું આપવું, અને જો જરૂર પડે તો શ્વાસોશ્વાસની ક્રીયા શરૂ કરવી.

સ.—જો એક દરદી એકદમ અથવા ધીમે ધીમે બેશુદ્ધ થતો જાય, તેનો ચહેરો લાલ જણાય, તેનો દમ

ઘુરકતો અથવા ફુંફાટા મારતો હોય, તેની આંખની કીકીઓ મોટી થયલી હોય અને તેમાં એક કીકી બીજી કરતાં વધારે મોટી હોય, અને એક બાજુના હાથ પગમાં લકવાની અસર જણાય તો તે દરદી શાથી પીડાતો જાણવો ?

જ.—માથે લોહી ચઢવાથી.

સ.—એવી વેળા તમે શું કરો ?

જ.—દરદીને સુવાડયા પછી કાંઇ પણ તંગ કપડાં હોય તો તે ઢીલાં કરવાં, ત્યારબાદ માથું થોડું ઉંચું રાખવું. માથાપર બરફ અથવા ઠંડા પાણીના કટકા ફેરવવા. હાથ પગપર શેક કરવો, તથા એકદમ તબીબી મદદ મંગાવવી.

સ.—માથે લોહી ચઢી ગયું હોય અથવા ભેજાંને કંઇ ઇજા થઇ હોય તો ઉલટીની દવા આપવી કે નહીં ?

જ.—અલબત નહીંજ.

સ.—માથે લોહી ચઢી ગયું હોય તો દારૂ અથવા કાંઇ ગરમ પીણું આપવું કે નહીં ?

જ.—અલબત નહીં.

સ.—જો એક માણુસ બેશુધ્ધ જણાય અને તે કાંઇ પણ ગળી શકતો નહીં હોય તો તેને મોઢાં વાટે કાંઇ પણ પીણું આપવાની કોશેશ કરશો ?

જ.—નહીં, બીલકુલ નહીં.

સ.—કાંય નહી ?

જ.—તે દરદીને ગળવાની શકતી નહીં હોવાથી તે પીણું દમ લેવાની નળીમાં ઉતરવાથી તે ગુંગળાઇ જશે.

સ.—જો એક માણુસ એકદમ ચીશ પાડી પડી જાય, તેનાં મોં ઉપર ફીણુ જણાય, જીભ કરડાય, ચહેરા તથા હાથ પગમાં તાણ આવે, ચહેરો કાળો તથા ગરદનની રગો ઉપસી આવેલી તથા ગરદન મરડાયલી માલમ પડે, આંખને આંગળી લગાડયા છતાં તે મીંચાય નહીં, આંખ લાલચોળ હોય, થોડીક બેશુધ્ધી પછી તે ભર ઉંઘમાં પડે, અને જ્યારે જાગરૂત થાય ત્યારે શું બન્યું તેનું ભાન નહીં હોય, તો તે દરદી શાથી પીડાતો માલમ પડે ?

જ.—ફીફ્રાંથી.

સ.—તમો તેનો શું ઉપાય કરો ?

જ.—ગરદન તથા શરીરપરનાં તંગ કપડાં ઢીલાં

કરવાં તથા માથું ઉંચું રાખી દરદીને સુવાડવો. જીભ કરડાય નહીં તેને માટે તેનાં બે જડબાં વચ્ચે કંઇ બુચ કે રબરનો કટકો મુકી દેવો. તેને તાણ આવવાથી તે બીછાનાંપરથી પડી ન જાય અથવા તેને કોઇ રીતની ઇજા ન થાય તેની સંભાળ લેવી. તે શુધ્ધીમાં આવ્યા પછી તેને ઉંઘાવા દેવો. શું બનાવ બન્યો તે વીષે તેને કંઇ પણ કહેવું નહીં અને દાકતરની સલાહ લેવી.

સ.—કોઇ માણસને તાણ આવી તે બેશુધ્ધ થયો હોય તો તેને ફીફરૂંજ થયું છે એમ ખાત્રી પુર્વક કેમ પરખાય ?

જ.—તેની આગળી હકીકત વીષે પરપુછ કરવાથી, તેને એવું થવાની ટેવ છે કે નહીં, તે જ્યાં પડયો હોય ત્યાં કંઇ ઇજા વધારે થવાનો સંભવ હોય એવી કંઇ ચીજો, જેવી કે ચુલો, આતશ, પાણીનું ખાબોચ્યું કે કાદવ વગેરે છે કે નહીં તે તપાસવાથી, કારણકે ખરેખરાં ફીફરાંવાળા માણસને તે કઇ જગાએ પડી જાય છે તેનું તેને ભાન હોતું નથી.

સ.—ફીફરાંનો કોઇ ઢાંગ કરે તો તે કેમ પરખાય ?

જ.—તેની ચાલચલણ બદલ પરપુછ કરવાથી, તેની આંખો ઉઘાડી હોય તે ઉપર આંગળી ફેરવતાં આંખ મીંચાઇ જાય તે ઉપરથી, આસપાસ ભીડ હોય એવે ઠેકાણે તે પડેલો હોવાથી, આંખો અરધી મીંચેલી રાખી તેમાંથી આસપાસનાં લોકોના ચેનચાળા તે જોતો હોય તે ઉપરથી, મોઢે ફીણ નહીં આવવાથી અને જો ફીણ આવેલું હોય તો તે બે આંગળી વચ્ચે લઇ મસળવાથી સાબુનાં ફીણ જેવો ચીકાશ લાગવાથી, તથા મુખ્ય કરી તેનાં કોઇ નખની અંદરના ભાગમાં જોરથી દાબવાથી તે ચીચીઆરી પાડી ઉઠે તે ઉપરથી, કારણકે જે ખરેખરજ ફીફરાંથી પીડાતો હોય તેને એવી લાગણી હોતી નથી.

સ.—જો એક માણુસ હાથ પગ ખેંચ તાણ કર્યા પછી તે પોતાને ઇજા ન થાય એવી સંભાળથી જમીન ઉપર પડે, તથા તેની આંખને આંગળી લગાડતાં પોપચું બંધ થઇ જાય, અને ખરેખર બેશુધ્ધ નહીં જણાય અથવા જો તે દરદી એકદમ મોટે ગાવા તથા હસવા માંડે, હાથ પગો અછાડ પછાડ કરે, તથા શરીરમાં તાણ આવ્યા છતાં બેશુદ્ધ નહીં જણાય તો તે દરદી શાથી પીડાતો જાણવો ?

જ.—હીસ્ટીરિયાથી.

સ.—તે વેળાએ તમો શું કરો?

જ.—શરીરપરનાં તંગ કપડાં ઢીલાં કરવાં તથા તે દરદીપર એક મોટું વાસણ ભરી પાણી નાંખવાની ધમકી આપવી. બહારથી તેની દયા ખાવી નહીં પણ તેની સાથે કરડી રીતે વરતવું. એવા દરદી તરફ દેખીતી રીતે દમ તથા અભાવથી કામ લેવાથી તે શુદ્ધીમાં આવે છે.

સ.—જો એક માણુસ અરધી બેશુદ્ધીમાં જણાય, બુમ માર્યાથી સહેલાઇથી જાગરૂત થઇ શકતો હોય, દારૂનો વાસ તેનાં મોંમાંથી નીકળતો હોય, કીકીઓ જરાક મોટી થયલી પણ એકસરખી હોય, તેનું શરીર ઠંડું માલમ પડે, તેની નાડ ઝડપથી ચાલતી તથા સહેલાઇથી દબાય એવી હોય, તેને તાણ નહીં થતી હોય, તેના કાનમાંથી લોહી તથા પાણી વહેતું નહીં હોય, અથવા તો તેના શરીરપર ઘા, કે જેથી બેશુદ્ધી આવે છે, તેવું કશું નહીં હોય તો, તે દરદી શાથી પીડાતો માલુમ પડે?

જ.—છાકટપણાંથી.

સ.—દારૂ ઘણોજ પીવો એ શું ધાસ્તીભર્યું છે?

જ.—હા, ઘણુંજ ધાસ્તીભર્યું કહેવાય; તેટલા માટે તેના ચાંપતા ઉપાયો લેવાવા જોઇએ.

સ.—દારૂનાં ઝેરથી એક માણસ પીડાતો માલુમ પડે તો તમો તેનો શું ઉપાય કરો?

જ.— (ક) તેનાં શરીરપરનાં તંગ કપડાં ઢીલાં કરવાં, તથા હવાનો આવજા થાય તેનો બંદોબસ્ત કરવો તથા દરદી સહેલાઇથી દમ લઇ શકે તેમ સુવાડવો.

(ખ) દરદીને ઘરમાં લઇ જઇને તેનું શરીર ગરમ કપડાંથી ઢાંકવું. તેના હાથ તથા પગનાં તળયાંપર ગરમ પાણીની બાટલીના શેક કરવા, અથવા પગે સુંઠ ઘસી ગરમી પેદા કરવી.

(ગ) જો તે જાગરૂત થઇ શકતો હોય તો ગરમ ચાહે તથા કૉફી આપવી.

(ઘ) જો નાડી મજબુત હોય તો કુકાં પાણીમાં રાઇ નાંખી તેને પાવું કે જેથી ઉલટી થાય.

(ચ) ઉલટી કીધા પછી શકતી લાવવા માટે તેને ચાહ તથા રસ આપવાં.

સ.—એક માણસ બેશુદ્ધ હોય અને તેનાં મોંમાંથી દારૂનો વાસ આવતો હોય તો શું હમેશ એમજ ધારવું કે તે દારૂની અસરથી પીડાય છે?

જ.—નહીં, કારણકે કેટલીક વેળા દવાના આકારમાં દારૂ આપવામાં આવે છે.

સ.—એક છાકટ માણસને હોશ્યારીમાં લાવવાનો સરસ ઉપાય શું?

જ.—તેના બને કાન મરડવા, પણ તેમ કરતાં તેની પાછળ ઉભું રહેવાની સંભાળ લેવી, અથવા તેનું માથું ખોળાપર લેવું, કારણકે તેને જાગરૂત કરતી વખતે મારી બેસે તો સામા ધણીને ઇજા થાય નહીં.

સ.—દરદી દારૂની અસરમાં છે કે તેને માથે લોહી ચઢી ગયું છે તે પારખવાની મુખ્ય નીશાનીઓ શું?

જ.— (ક) માથે લોહી ચઢી જવાનો રોગ ઘણું કરી પુખ્ત ઉંમરનાં માણસમાં થાય છે, પરંતુ કોઇ પણ ઉમરનો માણસ દારૂથી છાકટો થાય

(ખ) માથે લોહી ચઢવાના રોગમાં મોં-
માંથી દારૂનો વાસ આવતો નથી.

(ગ) એ રોગમાં કીકીઓ એક સરખી
હોતી નથી. એક મોટી અને બીજી
નાની હોય છે, તથા અંધારાં અજ-
વાળાંથી મોટી નાની થતી નથી.
દારૂની અસરમાં તેમ હોતું નથી.

(ઘ) એ રોગમાં નાડ જોરમાં ચાલે છે
અને તે ભરેલી હોય છે. દારૂની
અસરમાં તે બહુ નબળી અથવા
બેમાલુમ હોય છે.

(ચ) એ રોગમાં ચહેરો લાલ કે કાળો
પડી ગયો હોય છે. દારૂની અસરથી
તે ફીકો અને સોહરાઇ ગયલો દે-
ખાય છે.

(છ) પારાની શીશી (થરમોમીટર) મુકી
જોઇએ તો એ રોગમાં અંદરની ગર-
મી વધી ગયલી જણાય છે, પરંતુ
દારૂની અસરમાં તો સાજા માણસ
કરતાં પણ તે ઘણી કમ જણાય છે.

સ.—જો એક માણુસનો ચહેરો ફિકકો તથા સોહરાઇ ગયલો હોય, તેની આંખો ઘેરાયલી હોય, નાડ લગભગ બેમાલુમ જેવી હોય તથા તે બહુજ ધીમો દમ લેતો હોય, તો તેને શાથી પીડાતો ધારવો?

જ.—શરીરને ધકકો (Shock) લાગ્યાથી.

સ.—શરીરને ધકકો (Shock) શાથી લાગેછે?

જ.—કંઇ એકદમ જબરા મારથી, અતિશય દુઃખ આવી પડયાથી, વીજળી પડયાથી, કંઇ વાઢકાપ કરવાથી, અથવા વાઢકાપ કરશે એવી બીકથી તથા ધાસ્તીથી.

સ.—એક માણુસ બેશુદ્ધિમાં જમીનપર સ્થીર પડેલો હોય, તેની બેઉ કીકીઓ એક સરખી મોટી થયલી હોય, તેનું શરીર પરસેવાથી ગરકાવ હોય, નાડ બહુ નબળી પડી ગઇ હોય, તેનો દમ બહુ ધીમો અને નિસાસા નાંખતો હોય તેમ ચાલે, અને એ ઉપ-રાંત તેનાં માંથા ઉપર મારની નીશાની હોય, તો તે માણુસ શાથી પીડાતો કહેવાય?

જ.—ભેજાંને ધકકો લાગવાથી.

સ.—જો ભેજાંને સહેજ ધકકો લાગો હોય તો તે કેમ પારખી શકાય?

જ.—તે દરદીને જોરથી બોલાવતાં ઝડપમાં જાગી જવાબ દઇ પાછો બેશુદ્ધ બને છે. થોડોક વખત તે બેચેન રહે છે અને ત્યાર પછી ઉલટી થઇને તેને હોશ્યારી આવે છે. હોશ્યાર થયા પછી તે લવારોબકારો કરે છે અને શું બન્યું તેનું તેને ભાન હોતું નથી. એવી વખતે તબીબી મદદ બોલાવવાની જરૂર છે.

સ.—ભેજાંને ધક્કો લાગ્યો હોય તો શું ઇલાજ કરશો ?

જ.—એક શાંત અંધારી જગાએ દરદીનું માથું સહેજ ઉંચુ કરી તેને ચત્તો સુવાડવો. તેનાં માથાંપર બરફ કે પાણીથી ઠંડક કરવી. હાથ તથા પગનાં તળ્યાંપર શેક કરવો. દાકતરને તેડાવી મંગાવવો.

સ.—જો એક માણુસને માથે લોહી ચઢી જવાથી થતી નીશાનીઓ દેખાવા ઉપરાંત તેનાં નાક, મોં, તથા કાનમાંથી, ચીકણું પાણી તથા લોહી વહે તો તે શાથી પીડાતો માલુમ પડે ?

જ.—ખોપરીનો નીચલો ભાગ ટુટવાથી.

સ.—જો ખોપરીનું નીચલું કે ઉપલું કોઇ હાડકું ભાંગી ગયું હોય, અથવા હાડકું ભાંગીને ભેજાં પર દબાણ કરે તો શું કરવું ?

જ.—માથે લોહી ચઢી ગયું હોય છે તે વખતે જેવા એલાજ કરીએ તેવાજ એલાજ લેવા.

સ.—જો એક માણુસ રસ્તાપર બેશુદ્ધ હાલતમાં પડેલો હોય તથા તેનાં મોંમાંથી કેફી ચીજનો ઘણોજ વાસ નીકળતો હોય તથા તેની આંખની કીકી ટાંચણીની અણી જેટલી ઝીણી જણાય તો તે શાથી પીડાતો હોવો જોઇએ ?

જ.—અફીણનાં ઝેરથી.

સ.—એક માણુસ દારૂની દુકાનમાંથી નીકળતો હોય, તમે જાણુતા હોય કે તેને દારૂ પીવાની ટેવ છે, ચાલતાં ચાલતાં ઝોંકો ખાઇ પડી જાય અને તમે પાસે જઇ જુવો તો તમને તે બેશુદ્ધ જણાય, તેનાં મોંમાંથી દારૂનો ખુબ વાસ આવે, પણ તેની આંખ તપાસતાં એક કીકી સહેજ મોટી થયલી અને બીજી વધારે મોટી થયલી જણાય તો શું ધારવું ?

જ.—તેને માથે લોહી ચઢી ગયું છે એમ ધારવું.

સ.—શરીરને ધકકો લાગ્યો હોય તે કેમ પરખાય ?

જ.—કંઇ એકદમ જબરા મારથી, દાખલા તરી-કે રેલવેના અકસ્માતમાં એકદમ પગ ભાંગી જઈ

લોહી વહે તેથી અથવા રેલવેની અથડા અથડીથી શરીરને જબરદસ્ત આંચકો લાગવાથી, યાતો કંઇ ભયાનક દેખાવ જોવાથી તે બીહી જાય, અને તેનું બદન ફિક્કું પડી ઠંડુ ને ધ્રુજતું હોય, તેને અંદરથી ટાઢનાં લખલખાં ભરાતાં હોય અને પોતે શુદ્ધિમાં હોયા છતાં તેનું શરીર ઠંડુ થતું જવાથી.

સ.—એવો ધક્કો શું જીંદગીને જોખમભરેલો હોય છે?

જ.—હા, કેટલીકવાર તે દરદીની નાડ તદન બેસી જઇ તથા શરીર તદન ઠંડુ થઇ તે મરી જાય છે.

સ.—આવી વખતે શું કરવું?

જ.—તેનાં આંગમાં ગરમી વધારવાની કોશેશ કરવી. ગરમ પીણું આપવું, રસ આપવો અને તેનું બદન ગરમ કપડાંથી ઢાંકી રાખવું. ગરમ પાણીની બાટલી તથા ગરમ ઇંટરડીના શેક કરવા અને હૃદય, પગનાં ટેટાં તથા તળ્યાંપર રાઇ મુકવી.

સ.—મજબુત તડકો, અથવા લુ કેમ લાગુ પડે?

જ.—લાંબો વખત સુધી સુરજના મજબુત તાપમાં રહી કામ કર્યાથી લુ લાગે છે. દરદી એકા-

એક બીમાર થઇ જાય છે, તેને ચક્કર તથા બેશુદ્ધિ આવે છે, અને તેનો દમ ઘુંટાય છે. તે તરસ લાગવાની ફરીયાદ કરે છે, તેની છાતીમાં બેચેની લાગે છે, તથા તેની ચામડી સુકી અને તેનો ચહેરો રતાશપર હોય છે, તેની નાડી જોરમાં ચાલતી હોય છે. આખરે ઘુંટાટા દમ સાથ તે બેશુદ્ધ બને છે.

સ.—લુ લાગી હોય તો શું કરવું ?

જ.—(ક) દરદીને એકદમ ઠંડી તથા છાયાવાળી જગ્યાએ લઇ જવો.

(ખ) તેનાં માથા ઉપર તથા દીલ ઉપર ખુબ ઠંડું પાણી નાંખવું.

(ગ) તેનું માથું ઉંચુ રાખી ચત્તો સુવાડવો.

(ઘ) તેની છાતી તથા ગળાં ઉપર તંગ પહેરેલું હોય તે ઢીલું કરવું.

(ચ) બરફની કોથળી અથવા ઠંડું પાણી તેનાં માથા તથા કમ્મરપર કલાકો સુધી રહેવા દેવાં.

(છ) દરદી જો ગળી શકતો હોય તો તેને ઠંડું પાણી પીવા આપવું. કાંઇ પણ ગરમ પીણું આપવું નહીં.

સ.—લુ લાગવાનાં દરદમાં કંઇ દારૂ, ચાહ વગેરે ગરમી ઉત્પન્ન કરનારી વસ્તુ આપવી કે નહીં ?

જ.—અલબત નહીંજ.

સ.—કોઇ પણ જાતની બેશુદ્ધિની સારવાર કરતાં બે મુખ્ય ચીજો શું ધ્યાનમાં રાખવી ?

જ.—(ક) તબીબી મદદ મંગાવવી.

(ખ) છાતી તથા ગળાં ઉપર તંગ કપડાં હોય તે ઢીલાં કરવાં.

સ.—જો ઉલટી કરાવવાની જરૂર હોય તો શું કરશો ?

જ.—એક પીછું અથવા આંગળું ગળાંની આસપાસ ફેરવવું, અથવા ઉલટી થવાની દવા આપવી.

સ.—ઉલટી કરાવવાની ઘેરગતુ સહેલી દવા કઇ ?

જ.—રાઇ અને પાણી, અથવા મીઠું અને પાણી. એક ટંબલર ભરી કુક્કાં પાણીમાં એક મોટો ચમચો ભરી રાઇ નાંખવી, અથવા તેટલાંજ પાણીમાં એક મોટો ચમચો ભરી મીઠું નાંખી પાવું. તે આપ્યા બાદ કુક્કું પાણી પીવા આપવું કે જેથી સહેલાઇથી ઉલટી થાય.

# વીજળીનો ધક્કો.



## ELECTRIC SHOCK.

સ.—શરીરમાંથી વીજળી પસાર થઇ જવાથી બેશુધ્ધી નીપજે છે તેના ઉપાયો કેમ કરવા ?

જ.—(ક) બેશુદ્ધી માટે આગળ જણાવેલી સામાન્ય સારવાર કરવી, જેવી કે, શરીરપરનાં તંગ કપડાં ઢીલાં કરવાં, દરદીને ચત્તા સુવાડવો, અને હવા સહેલાઇથી આવજા થાય તે માટે સંભાળ લેવી.

(ખ) ચહેરા અને છાતીપર ઠંડાં પાણીથી ભીંજવેલો તુવાલ પછાડયા કરવો.

(ગ) જો ઉપલા ઉપાયોથી દરદી શુદ્ધીમાં ન આવે તો શ્વાસોશ્વાસની ક્રીયા શરૂ કરવી.

જો દરદી વીજળીક તારના સમાગમમાં આવ્યો હોય તો તેને તેનાથી દુર કરતાં સંભાળ રાખવી કે આપણા હાથમાં રબરના મોજાં, તંબાકુ રાખવાની રબરની કોથળીઓ, કે "મેકીનટોશ" નામનાં વોટરપ્રૂફ કપડાંનો કકડો અથવા રેશમી રૂમાલને હાથ ઉપર વીંટાળી પછીજ તેનેઅડકવું.

# કપડાં સળગી ઉઠવાં વગેરે.

## FIRE.

સ.—જો એક માણુસનાં કપડાં સળગી ઉઠે તો શું કરવું?

જ.—તે માણુસને જમીનપર ચત્તો સુવાડવો અને તેનાં શરીરપર જાડો ડગલો, ગાળીચો અથવા બંદુસ વીંટાળવો.

સ.—તેને જમીનપર સુવાડવાની મતલબ શું?

જ.—કારણુ બળતું હુમેશ ઉપર ચઢે છે, માટે સુઇ જવાથી કપડું વધારે સળગતું એકદમ અટકે.

સ.—જો એક બાનુ સળગી ઉઠેલાં કપડાં બુજવવા મદદ કરતી હોય તો તેણીએ શું ચીજ ધ્યાનમાં રાખવી?

જ.—દાઝેલા માણુસને મદદ કરતાં તેણીનાં કપડાં સળગી નહીં ઉઠે તે માટે બનતાં લગી તેનાં માથાં તરફ જઇ ઉભા રહી મદદ કરવી.

# હડખાયલાં કુતરાં અથવા સાંપનું કરડવું.

## DOG AND SNAKE BITES.

સ.—જો હડખાયલું કુતરૂં કરડે તો શું કરવું?

જ.—કરડવાથી થયલા જખમથી ચાર પાંચ આંગળ ઉંચે એક તંગ દોરી બાંધી દેવી. પછી જખમ ગરમ પાણીથી સાફ કરીને જો સારવાર કરનારનાં મોંહમાં કંઇ જખમ ન હોય તો તે કરડેલા જખમને ચુસવો, અને થુંક થુંકી નાંખી પાણીના કોગળા કરવા. ત્યારબાદ જખમને લાલચોળ કરેલા તારથી, "કૉસ્ટીક"થી, અથવા સુરખારના તેજાબથી બાળી નાંખવો.

સ.—સાંપે જો એક માણુસને કરડયો હોય તો શું કરવું?

જ.—ઉપર પ્રમાણેજ ઉપાય કરવા, અને બ્રાન્ડી તથા "એમોન્યા" છુટથી આપવું. એવું કહેવામાં આવે છે કે જો સાંપનું ઝેર શરીરમાં ઘણુંજ ફરી વળ્યું હોય તો ગમે તેટલો દારૂ આપતાંબી તે માણુસને કેફ લાગતી નથી.

# દરદીને ખસેડવા વિષે.

# CARRIAGE OF THE INJURED.

સ.—એક માણસનું હાડકું ભાંગી ગયું હોય, તો તેને ખસેડવા અગાઉ શું ચીજ ધ્યાનમાં રાખવી?

જ—તે ભાંગેલાં હાડકાંની આસપાસ કામડીઓ તથા પાટાઓ બરોબર છે કે નહીં તે તપાસવું.

સ.—કોઇબી કારણુસર દરદી સાથની ખાત (Stretcher) ખભાં ઉપર મુકી લઇ જવી કે?

જ.—અલબત નહીંજ.

સ.—કાંચ નહીં?

જ.—ત્રણ કારણુસર. (ક) દરદી ખાત ઉપરથી ઉથલાઇ પડે (ખ) કદાચ દરદીને લેઇ જતાં તે રસ્તામાં મરણ પામે તો તેની ખબર તે ઉંચકનારાઓને વતીક પડે નહીં. (ગ) જે હાડકું ભાંગી ગયું હોય તો તેપર પછવાડેના ઉંચકનારથી બરોબર દેખરેખ રખાય નહીં.

સ.—જો રસ્તામાં ખીણ, ઝાડીઓ, તથા દીવાલો

મળતી હોય, પણ તે સહેલાઇથી દુર કરાય તેમ હોય તો તે કુદાવવાની જરૂર છે?

જ.—નહીં, જો દરવાજો જરા છેટે હોય તોપણ ત્યાંથી જવું, પણ ટુંકા રસ્તા માટે ખીણ, દીવાલો વગેરે ઓળંગવાની કોશેશ કરવી નહીં.

સ.—ટેકડીપર ચઢતાં દરદીનું માથું કઇ બાજુએ રાખવું?

જ.—આગળી બાજુએ.

સ.—જો જાંગનું હાડકું અથવા પગ ભાંગી ગયો હોય તો માંથું આગળ રાખવું કે પાછળ?

જ.—પાછળ, કેમકે શરીરનો ભાર ભાંગેલાં હાડકાંપર વધારે પડે નહીં તેની સંભાળ લેવી જોઇએ.

સ.—ટેકડીપરથી ઉતરતી વખતે માથું કઇ બાજુએ રાખવું?

જ.—પાછળ રાખવું, પણ જો જાંગનું હાડકું અથવા પગ ભાંગી ગયો હોય તો આગળ રાખવું.

સ.—દરદીને ઉંચકનારાઓને ચુંટી કાઢતાં શું ચીજ ધ્યાનમાં રાખવી?

જ.—એક સરખી ઉંચાઇવાલા માણસોને ચુંટી કાઢવા.

સ.—જો ગાડી યા આગગાડી મારફતે ખાત લઈ જવી હોય તો બનતાં સુધી શું કરવું ?

જ.—ખાત સહેલાઇથી ઉંચકઇ શકાય તેટલી ઉંચી મજબુત દોરી ખાતનાં હાથાપર બાંધવી.

સ.—જ્યારે ઉંચકનારાઓ ખાત સાથ કુચ કરતા હોય ત્યારે શું ધ્યાનમાં રાખવું ?

જ.—(ક) પગલાં એક સરખાં ભરવાં.

(ખ) પગને ઘૂંટણ આગળથી સેહેજ વાળીને ચાલવું.

(ગ) ટુંકાં પગલાં (૨૦ ઇંચનાં) ભરવાં



## સુચના.

સ.—તાત્કાલીક ઉપાયો કેમ કરવા તેનું જ્ઞાન સંપાદન કરેલા માણસે હમેશ શું ચીજ ધ્યાનમાં રાખવી?

જ.—તે એક તબીબ યા દાકતરનો ભાગ બજાવવાને લાયક નથી.

સ.—ત્યારે તેની ફરજો શું?

જ.—દાકતર આવી પૂગે તે અગાઉ ફકત તાત્કાલીક મદદ કરવી.

